।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગુરુ શિક્ષા - ૧૩

# યથા - અર્થ - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

## આચાર્ય ગૃહની સ્થાપના શાથી થઇ ?

આપણા પુષ્ટિમાર્ગના સાર્વજનિક મંદિરોના મૂળ પાયામાં આજથી ફક્ત સો વર્ષ પહેલાનો વિચાર કરો. તે વખતની દેશકાલની પરિસ્થિતિનો વિચાર કરો. આપણા દાદા કે પરદાદા કેટલી વાર શ્રીમદ્ ગોકુલમાં આવી આપણા મૂલપુરુષ સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણના શ્રીચરણારવિંદની ચરણરજ મેળવી શકતા હતા ? અને એમની સરખામણીમાં આજનો વિચાર કરો. આપણે કેટલી વાર વ્રજ અને શ્રીમદ્ ગોકુલ જઇ આવ્યા ? કદાચ આપણે છેલ્લા દશ વર્ષમાં જેટલી વખત શ્રીદાદાજી શ્રીગોકુલેશજીના શ્રીચરણારવિંદની ઝાંખી કરી હશે તેટલી આપણા દાદા, પરદાદા કે દાદાની ચાર પેઢીયે ભેગી મળીને પણ નહીં કરી હોય. એ લોકોની ચાર પેઢી, એ આપણા ફક્ત દશ વર્ષ, કેવી વિડંબણા છે ?

હવે એક બીજી વાત, કે દિલગિરી સાથે જાણવા માંગીએ છીએ કે આપણા ઘરની સૃષ્ટિના આ સ્થળોના નામ ખોટી રીતે શા માટે સમજમાં લેવાઇ રહ્યાં છે અને શા માટે ખોટી સમજ પ્રમાણે અર્થઘટન કરવામાં આવી રહ્યું છે ? અત્યારે આપની સામે અમે શાસ્ત્રની વ્યવસ્થા, શ્રીમહાપ્રભુના સિદ્ધાંત અને પુષ્ટિમાર્ગના ઈતિહાસની સમજ અહીં નથી કરી રહ્યાં, પણ એક તપાસ આપ આખા હિન્દુસ્તાનમાં કોઇ પણ સ્થળે કરી શકો છો - મર્યાદામાર્ગની રીતિ અનુસાર (સ્મરણ રાખશો કે પુષ્ટિમાર્ગ નહીં, પણ મર્યાદામાર્ગ, કદાચ મર્યાદામાર્ગની સ્પષ્ટતા ન હોય તો જણાવું કે શાસ્ત્રમાં કહેલા સર્વ સામાન્ય કે સર્વ સાધારણ નિયમ-કાયદા અથવા વિધિ-નિષેધને પારિભાષિક રીતે મર્યાદામાર્ગ કહેવાય છે.) તથા પુષ્ટિમાર્ગમાં વર્તમાન વિકૃત વ્યવસ્થામાં (સિદ્ધાંત જ્ઞાનના અભાવના કારણે) પણ આપ જોઇ શકો છો કે મંદિરમાં જે દેવ સ્વરૂપ સ્થાપિત કે બિરાજતા હોય તે દેવાલય-મંદિર તે દેવના નામે ઓળખાય છે. દા.ત. મર્યાદામાર્ગીય દેવસ્થળો જેમકે

શ્રીરણછોડરાયજીનું મંદિર (જ્યાં શ્રીરણછોડરાયજી બિરાજતા હોય), શ્રીલક્ષ્મીનારાયણનું મંદિર (જ્યાં શ્રીલક્ષ્મીનારાયણ બીરાજતા હોય), શ્રીરાધાકૃષ્ણનું મંદિર (જ્યાં શ્રીરાધા-કૃષ્ણ બિરાજતા હોય), શ્રીપદ્મનાભન્‌નું મંદિર (જ્યાં નાભિમાં કમળવાળા શ્રીવિષ્ણુ બિરાજતા હોય), તેમજ રામજીનું મંદિર (જ્યાં શ્રીરામજી બિરાજતા હોય), શ્રીસિદ્ધિવિનાયકનું મંદિર(જ્યાં વિનાયક એટલે ગનપતિજી બિરાજતા હોય) વગેરે. એટલું જ નહીં આખા ગામના સંકુલને પણ દેવના નામે ઓળખાય છે, જેમકે જગદીશ (શ્રીજગન્નાથજી), વિષ્ણુકાંચી, શિવકાંચી, તિરુપતિ બાલાજી, પાંડુરંગ વિઠ્ઠલનાથજી, વગેરે.

હવે ફરી પુષ્ટિમાર્ગના ઝરુખેથી ઝાંખી કરીએ, પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો અને ઈતિહાસ બતાવે છે કે આપણા ત્યાં જાહેર મંદિરોનો પ્રકાર નથી. છેલ્લા ૧૦૦-૧૫૦ વર્ષથી સમ્પ્રદાયમાં સિદ્ધાંતના અજ્ઞાનના કારણે અને વ્યક્તિગત હેતુઓથી જે વિકાર આવી ગયો છે તેથી પૂજ્ય આચાર્યોના ઘરમાં બિરાજતા સેવ્ય સ્વરૂપોના સ્થળો દુર્ભાગ્યે જાહેર રીતે પ્રસિદ્ધ થઈ ગયાં છે. તે પ્રમાણે અર્થાત્ કે વિકૃત અને અસૈધાંતિક રીતે થોડાક સમયથી પ્રચલિત આ પ્રકારને પણ જોઈએ તો જ્યાં શ્રીમદનમોહન બિરાજતા હોય તે શ્રીમદનમોહનજીનું મંદિર, જ્યાં શ્રીનવનીતલાલ બિરાજતા હોય તે શ્રીનવનીતપ્રિયાજીનું મંદિર, જ્યાં શ્રીબાલકૃષ્ણલાલજી બિરાજતા હોય તે શ્રીબાલકૃષ્ણલાલનું મંદિર, જ્યાં શ્રીરસિકરાયજી બિરાજતા હોય તે શ્રીરસિકરાયજીનું મંદિર, શ્રીનટવરજી બિરાજતા હોય તે શ્રીનટવરલાલજીનું મંદિર, વગેરે વગેરે. જરા, આ બન્ને મુદ્દાઓને સમજવાનો પ્રયત્ન કરો. ઉપર મર્યાદામાર્ગીય દેવ-સ્થાનો, અને અત્રે પુષ્ટિમાર્ગીય દેવ-સ્થાનો.

હવે આપણા શ્રીચતુર્થગૃહની સૃષ્ટિમાં બિરાજમાન મંદિરોની વાત કરીએ. શું નામ છે ? કેવળ શ્રીગોકુલનાથજીનું મંદિર. કેમ ? હવે મુદ્દો વિચારનો છે. હવે, પહેલા આપણે જેમ આપણા દાદા, પરદાદા કે આપણી ચાર પેઢીની વાત કરી. જેઓના હૃદયમાં પોતાના પૂજ્ય શ્રીગુરુચરણ સર્વદા સેવ્ય ગાદીપતિ શ્રીગોકુલેશજીના શ્રીચરણરજ માટે તલસતા હતા, તેઓ ભાગ્યે જ જીવનમાં તે સૌભાગ્ય પામી શક્તા, કે ભાગ્યેજ શ્રીમદ્ ગોકુલ આવી શકતા અને શ્રીચરણરજ માટેનું સૌભાગ્ય પામી શક્યા. આપણે ઘણી વખત તે હેતુ માટે પણ ત્યાં જતાં નથી. દિલ્હી ધંધા માટે જવું પડ્યું હતું અને વિચાર્યું કે ચાલો ગોકુલ પણ આટો મારી આવીએ અથવા નૈનિતાલ, મસુરી, કાશ્મીર કે

**બદ્રિકેદારની ટુર ઉપર ગયા હતા, અને વચ્ચે વિચાર્યું કે આવ્યા છીએ ત્યારે શ્રીગોકુલ શ્રીદાદાજીના દર્શન કરતાં જઈએ.**

ખરેખરતો આપણા વડીલો જ વ્રજ અને તેમના મૂળસ્થાને ગુરુઘરે આવી શ્રીચરણરજ માથે ચઢાવવાની યોગ્યતા ધરાવતા હતા, કેમકે તેઓના અહીં આવવાનો હેતુ અલૌકિક હતો, નહીં કે ધંધો કે ટુર. તે સમયમાં ટ્રાવેલીંગ-યાત્રાની સુવિધા ન હતી, કે આર્થિક સદ્ધર સ્થિતિ પણ ન હતી કે જેથી બે-ચાર મહિનાની બળદગાડાથી યાત્રા કરી આપણા મૂળસ્થાને એટલેકે ગુરુગૃહે આવી શકે. રસ્તાઓ પણ તે વખતે સારા ન હતા કે જેથી સહજ રીતે યાત્રા થઇ શકે. આવી પરિસ્થિતિ હતી આપણા પૂર્વજોની.

**આ કારણથી અમારા પૂજ્ય આચાર્યશ્રી ગોસ્વામી શ્રીલક્ષ્મણલાલજીએ પ્રથમ વિચાર્યું કે આવી વિષમ પરિસ્થિતિમાં જો શ્રીચતુર્થગૃહના પુષ્ટિ જીવો તેઓના મૂળ આચાર્ય સ્થાને આવી શ્રીગોકુલેશ પ્રભુના શ્રીચરણારવિંદની પ્રાપ્તિ નહીં કરી શકે તો આ જીવોને ભગવદ્‌લીલામાં પ્રવેશ અને સાનુભાવ કેવી રીતે થશે ? આ જીવોનો ઉદ્ધાર કેવી રીતે થશે ? કેમકે વિરલ વ્યક્તિજ શ્રીમદ્ ગોકુલ આવી શકતી. બધાને કંઇ આ માટે યોગ્ય સુવિધા સાધન, વ્યવસ્થા અર્થપ્રાપ્ત ન હતાં. આથી આપશ્રીએ એક સરળ ઉપાય જીવો માટે વિચાર્યો કે *આપણા મૂળ આચાર્ય સર્વદા સેવ્ય ગાદીપતિ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુના શ્રીચરણારવિંદ જ જીવો પાસે પધરાવી દેવામાં આવે તો તેઓનું કલ્યાણ સહજતાથી થશે.***

આ રીતે આપણા શ્રીગોકુલનાથજીના ઘરની સૃષ્ટિમાં મંદિરો નહીં પણ આચાર્યગૃહોની સ્થાપના શરૂઆત થઈ.

હવે આચાર્ય હોય, ગુરુ હોય અને જો कृष्णसेवा परं वीक्ष्य ન હોય તો ? ગુરુપણું વ્યર્થ જાય. ઉપદેશ વ્યર્થ જાય. તેથી જેમ ગોપાલદાસજી વલ્લભાખ્યાનમાં કહે છે કે **આપ સેવા કરી શીખવે શ્રીહરિ**, પ્રમાણે જો આચાર્ય પોતેજ શ્રીપ્રભુને સેવા ન કરે તો આપણે બધા તે માર્ગને અનુસરતા કેવી રીતે થઈશું ?

*ભગવાન ગીતામાં અર્જુનને કહે છે કે હે અર્જુન આ લોકમાં શ્રેષ્ઠ મહાન પુરુષો જે જે આચરણ કરે છે અન્ય સાધારણજન પણ તે તે આચરણને અનુસરે છે. તે મહાપુરુષ જે કંઈ પણ પોતે આચરણ કરીને પ્રમાણ બતાવે છે. સમસ્ત સેવક-વૈષ્ણવો તે અનુસાર ચાલવા માંડે છે. તેથી જ હે પાર્થ ! જો કે મારા માટે આ ત્રણેય લોકમાં કરવા જેવું કંઈપણ નથી, તો પણ હું સન્માર્ગ પર ચાલુ છું. કેમ કે હે અર્જુન ! જો હુ પોતેજ સાવધાન થઈ કર્મ નહીં કરૂં તો ભયંકર અવ્યવસ્થા થઈ જશે. બધાજ મનુષ્યો મારી જેમ અનુશાસન તોડી, સન્માર્ગ છોડી સ્વચ્છંદ રીતે આચરણ કરતા થઈ જશે.(ગીતા.૩.૨૧, ૨૨, ૨૩)*

જે આચાર્ય શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની સેવાનો ઉપદેશ આપતા હોય પણ પોતે જ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની સેવા ન કરતા હોય તો તેઓશ્રીના ઉપદેશ પર કેટલા લોકોને શ્રદ્ધા થશે ? તેથી જ મૂળ આચાર્ય ગાદીપતિ શ્રીગોકુલેશ પ્રભુના શ્રીચરણારવિંદ પધરાવ્યા અને તેમના સાથે તેઓશ્રીના સેવ્યરૂપ શ્રીઠાકોરજી પણ પધરાવ્યા, પણ તે વૈષ્ણવોને પ્રદર્શન અર્થે નહીં, કેવળ શ્રીચરણારવિંદરૂપ બિરાજમાન આચાર્ય પોતાના માટે કે જેથી આપશ્રી પોતાના આચાર્યગૃહમાં બિરાજી શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની ગૃહ સેવા કરી પોતાના બધા સેવકોને પણ પોત પોતાના ઘરમાં શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) સેવાનો સાચો બોધ આપી શકે.

**આપ સેવા કરી શીખવે શ્રીહરિ**, અને આચાર્યશ્રીની કૃપા મેળવી તેઓશ્રીના બતાવેલ પ્રકારથી પોતાના માથે બીરાજતા નિજ સ્વરૂપ શ્રીકૃષ્ણની સેવા...(શ્રીમદ્ ભાગવત ૧૧.૩.૪૮), એ વચનોથી.

હવે ત્રણ એક પ્રમાણ વચનો આપની સમક્ષ ટાંકી રહ્યો છું. અધિક જાણવું હોય તો રૂબરૂ મળી સ્પષ્ટતા મેળવી લેવી.

૧. આપણા બધા માટે શ્રીઠાકોરજી અને શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુના પાદુકાજી એકજ સ્વરૂપ હોવાના કારણે, અને વળી આપણે ત્યાં શ્રીગોકુલનાથજી મંદિર એક આચાર્યગૃહમાં ફક્ત શ્રીઆચાર્ય પાદુકાની પ્રધાનતા હોવાથી, (શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીના શ્રીપાદુકાજી, જે શ્રીલક્ષ્મણલાલજી મહારાજે શ્રીગોકુલનાથજીની સૃષ્ટિમાં પધરાવી આપ્યા). તે શ્રીગોકુલનાથજી

મંદિરમાં બિરાજતા શ્રીઠાકોરજી અને શ્રીગોકુલેશ પ્રભુના શ્રીપાદુકાજીનું સિંહાસન એકજ સરખા અને એકજ સ્થાને હોય છે, અને હોવું જરૂરી છે.

અન્ય તમામ મૂળ આચાર્યગૃહોમાં, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી, તથા સાતેય આચાર્યોના શ્રીપાદુકાજી પલંગડી પર નીચે બીરાજતા હોય છે, શ્રીઠાકોરજીની સાથે એક સિંહાસન પર નહીં!

૨. અન્યત્ર છ ઘરોમાં સર્વ ઠેકાણે જ્યાં જે શ્રીઠાકોરજી બિરાજતા હોય તે સ્વરૂપના નામથી જ મંદિર ઓળખાય છે. જ્યારે આપણી સૃષ્ટિમાં જુદા જુદા મંદિરોમાં શ્રીઠાકોરજીના જુદા જુદા સ્વરૂપ બિરાજતા હોવા છતાં બધાંય મંદિરો (આચાર્યગૃહ) **શ્રીગોકુલનાથજીનું મંદિર**ના નામથી ઓળખાય છે.

જો નોંધ લેવી હોય તો આપણે ધ્યાન આવશે કે જેમકે એક મંદિરમાં શ્રીવ્રજદુલ્હે પ્રભુ બિરાજે છે, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર, અન્યત્ર શ્રીકુંજબિહારી પ્રભુ, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર, ક્યાંક એક ગામમાં શ્રીનવનીતપ્રિયાજીનું સ્વરૂપ, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર, એક અન્ય ગામમાં શ્રીબાલકૃષ્ણજીનું સ્વરૂપ, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર, વગેરે સ્વરૂપો, છતાં શ્રીગોકુલનાથજીનું મંદિર. આનું સ્પષ્ટ કારણ એ છે કે શ્રીગોકુલનાથજીની સૃષ્ટિના ગામોમાં શ્રીગોકુલનાથજી મંદિર હોય, પણ ત્યાં શ્રીઠાકોરજી દરેક જગ્યાએ એક સરખાં નથી, દરેક ગામમાં અલગ અલગ સ્વરૂપ બીરાજે છે. છતાં, એકજ નામ શ્રીગોકુલનાથજીનું મંદિર, શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીનું મંદિર. અને ત્યાં શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી શ્રીપાદુકાજીરૂપે આચાર્યરૂપે બિરાજી રહ્યાં છે. અને આપશ્રીને સુખ થાય તે માટે શ્રીઠાકોરજીનું સ્વરૂપ બીરાજે છે. આપણી સૃષ્ટિમાં આ મંદિરો શ્રીઠાકોરજીના મંદિરરૂપે નહીં, પરંતુ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુના પોતાના નિવાસ સ્થાન રૂપ, એટલે કે એક આચાર્યગૃહરૂપે જ સ્થપાયા હતા.

(...ક્રમશઃ)

**યથાર્થ, પ્રશ્નોત્તરીમાંથી સાભાર**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## કયા માર્ગની ઉત્તમતા ?

## ભક્તિહંસ આધારીત લેખ-૫

..ગતાંકથી આગળ

<u>ગુરુદેવ</u> :- શ્રવણાદિક કરવાથી પ્રેમાત્મક ભક્તિ થશે એમ સમજીને શ્રવણાદિક કરાય છે તે શ્રવણાદિક મર્યાદાભક્તિમાર્ગીય છે. જેમકે શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧ અધ્યાય ૧૯, શ્રદ્ધાऽમૃતકથાયાં મે ત્યાંથી પ્રારંભીને કહેલ છે -

एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ।

मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ।।

અર્થ :- હે ઉદ્ધવ ! આત્મનિવેદની મનુષ્યોની ઉપર કહેલા ધર્મોનાં અનુષ્ઠાનથી મારામાં ભક્તિ ઉત્પન્ન થાય છે. પછી તેને કોઈ પુરુષાર્થ બાકી રહેતો નથી. આવા શ્રવણાદિકને મર્યાદાભક્તિમાર્ગીય કહી શકાય.

પ્રભુમાં સ્નેહની ઉત્પત્તિ થયા પછી વ્યસન અવસ્થામાં જે શ્રવણાદિક કરાય છે તે પુષ્ટિભક્તિરૂપ છે. જેમકે શ્રીમદ્ ભાગવત. ૯.૪.૬૭માં

मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम् ।

नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम् ।। ६७ ।।

અર્થ :- મારી સેવાથી સાક્ષાત્ પ્રાપ્ત થયેલ ચાર પ્રકારની મુક્તિને સેવાથી પૂર્ણ મારા ભક્તો ઇચ્છતા નથી. તો કાળથી જેનો નાશ થાય છે એવાં ચક્રવર્તી રાજ્યાદિક કે ઇન્દ્રાસનાદિકની ઇચ્છા તો તે શું કરવા રાખે ?

આ ઉપરથી એમ સમજવાનું છે કે ભક્તિ શબ્દનો અર્થ શ્રીહરિમાં સ્નેહ કરવો એજ છે. અથર્વવેદની ગોપાલતાપનીમાં કહેલ છે કે -

भक्तिरस्य भजनं तदिहामुत्रोपाधिनैराश्येनामुष्मिन्

मन:कल्पनं, तदेव च नैष्कर्म्यम्

અર્થ :- આ લોકમાં તથા પરલોકની કાંઇ પણ કામના રાખ્યા સિવાય ભગવાનમાં મન લગાવી તેનું ભજન કરવું તેનું નામ ભક્તિ છે તેજ કર્મબંધનને છોડાવનાર છે.

શાંડિલ્ય મહર્ષિ બીજા સૂત્રમાં ભક્તિનું સ્વરૂપ ઉપદેશે છે કે

सा परानुरक्तिरीश्वरे

અર્થ :- ઈશ્વર (શ્રીગોકુલેશ-શ્રીકૃષ્ણ)માં સર્વથી અધિક આસક્તિ કરવી તેનું નામ ભક્તિ છે. સાથેજ નારદ પંચરાત્રમાં પણ કહેલ છે કે :-

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।

स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ।।

અર્થ :- માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સર્વથી અધિક પ્રભુમાં સ્નેહ થવો તેનું નામ ભક્તિ છે. તે ભક્તિ વડેજ મુક્તિ થાય છે. બીજી રીતિથી નહીં.

તેમજ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૩ અધ્યાય ૨૯માં કહેલ છે કે

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।

मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ ।। ११ ।।

लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।

अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ।। १२ ।।

शालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।

दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ।। १३ ।।

स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः ।

येनातिव्रज्य त्रिगुणं मद्भावायोपपद्यते ।। १४ ।।

અર્થ :- મારા ગુણોના શ્રવણમાત્રથી સર્વમાં વ્યાપ્ત રહેલ એવા મારામાં મનની ગતિ, જેમ ગંગાજીનો પ્રવાહ સમુદ્રમાં અવિચ્છિન્ન ચાલ્યા જ કરે છે, તેવી રીતે નિરન્તર લાગી જાય છે, તેનું નામ નિર્ગુણ ભક્તિયોગ છે. જેને નિષ્કામ, લૌકિક, વૈદિક પ્રતિબન્ધોથી ન અટકનારી એવી ભક્તિ સિદ્ધ થાય છે તેવ ભગવદીયો સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય સાયુજ્ય આ ચતુર્વિધ મોક્ષને હું આપું છું તો પણ લેતા નથી, કેવળ મારું સેવન જ ઇચ્છે છે. એજ આત્યન્તિક ભક્તિયોગ છે કે જેનાથી ત્રણે ગુણોનું ઉલ્લંઘન કરીને ભગવત્પણા માટે યોગ્ય બને છે.

ઉપર કહ્યાં પ્રમાણે શ્રીપ્રભુમાં સ્નેહનું નામ ભક્તિ અને તે અનેક પ્રકારની છે, તેમાં ગંગાજીનો પ્રવાહ જેમ સમુદ્રમાં સતત વહ્યા કરે છે તેમ મનની ગતિ શ્રીહરિમાં અવિચ્છિન્ન લાગી રહે, એ નિર્ગુણ ભક્તિને આપણા સંપ્રદાયમાં પુષ્ટિભક્તિ કહે છે, તે પુષ્ટિભક્તિ સિદ્ધ થવા માટે પુષ્ટિમાર્ગીય શ્રીમહાપ્રભુજીના ઔરસ વંશજ[1] દ્વારા ભક્તિમાર્ગીય પ્રથમ શરણદીક્ષામંત્ર તથા બાદમાં આત્મનિવેદનમંત્રનો ઉપદેશ ગ્રહણ કરવાની અત્યાવશ્યકતા છે.

[1]·શ્રીમહાપ્રભુજીના ઔરસ વંશજ - आचार्यवान् पुरुषो वेद । આ વચનને અનુરૂપ વંશજ. નહીં કે મનોરથોની ઝાંખી કરાવી કરાવી સેવક-વૈષ્ણવ સમુદાયને સાચા માર્ગથી દૂર રાખે.

**શિષ્ય** :- ગુરુદેવ ! આપશ્રીએ જે આજ્ઞા કરી તે અધિકારીના ભેદથી ભક્તિના ભેદ સમજ્યા તે યથાર્થ છે, પણ મનમાં એક શંકા-પ્રશ્ન થાય છે, *કે શાસ્ત્રમાં અનેક પ્રકારની ભક્તિનું નિરૂપણ મળે છે, અને આપણા શ્રીમદ્ ભાગવતજીમાં પણ અનેક પ્રકારની ભક્તિનું નિરૂપણ પ્રાપ્ત થાય છે. તો આ અનેક પ્રકારની ભક્તિમાંથી આપણા સંપ્રદાયની પુષ્ટિભક્તિ સિદ્ધ થવા માટે પ્રથમ શરણમંત્રનો ઉપદેશ લેવાની આપશ્રીએ આવશ્યકતા બતાવી તે **શરણનું** સ્વરૂપ શું છે?* તે આપશ્રી કૃપા કરી આજ્ઞા કરો.

(...ક્રમશ:)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

**ગુરુદેવ** :- ગયા વખતે આપણે જે સંદર્ભ જોયા, તેમાંજો ધ્યાનથી સમજવાનો પ્રયત્ન કરીએ તો તે આગળના વિધાનોને યથાર્થરૂપે સમજવા માટે गृहे स्थित्वा स्वधर्मतः अव्यावृत्तो भजेत्कृष्णाम् નો ઉપદેશ શ્રીમહાપ્રભુજીએ કર્યો છે. જ્યારે આ વિધાનને આપણે સમજીશું, સમજવાનો પ્રયત્ન કરીશું તો આ વિષય વધુ ને વધુ સ્પષ્ટ થઈ જશે. કારણકે આપણે પ્રશ્ન એ છે કે **હવેલી દર્શન-મનોરથની ઝાંખી આપણા માર્ગમાં જરૂરી છે કે ગૃહ સેવા**? આપણો આ વિવેચનનો મૂળભૂત આશય તો આજ સિદ્ધ કરવાનો રહેશે. કારણકે આપના માર્ગમાં જીવનો ઉત્કર્ષ આજ વિષય પર અવલંબિત છે. જીવ જ્યારથી જન્મ લે છે, ત્યારથી તે શ્રીપ્રભુનો દાસ છે, જેને આપણે ગર્ભદાસત્વ કહીએ છીએ, તો આપણા દાસત્વને સિદ્ધ કરવા શ્રીપ્રભુની સેવા-આરાધના કરવી જરૂરી છે. તો તે કયા પ્રકારે કરવી, તે આપણે જાણવું જરૂરી છે.

શ્રીમહાપ્રભુજીએ આ જે આજ્ઞા કરી છે કે गृहे स्थित्वा स्वधर्मतः अव्यावृत्तो भजेत्कृष्णाम् તે અદઢ બીજભાવ વાળા સર્વસામાન્ય અધિકારીઓ માટે કહી છે. આ કોઈ અપવાદ કોટીના સેવકો માટે આજ્ઞા નથી. અદઢ બીજ ભાવ એટલે જે જીવોનો હજુ માર્ગમાં સ્થિરતા સિદ્ધ કરવાની બાકી છે

તેવા જીવો. આ કોઈ અપવાદ કોટીના જીવો માટે નથી, કારણકે સ્વભાવ-અધિકારના વિષયમાં જ્યારે આપણે **અપવાદ** પદનો વિશેષણના રૂપમાં પ્રયોગ કરીએ છીએ. એનો અર્થ એ થાય છે કે આ અપવાદ કોટીના જીવો કહીને તેમની અસાધારણ હોવાની અવસ્થાને પુષ્ટિ કરી રહ્યા છીએ. તો આવા અપવાદ કોટીના જીવોને આપણે શુદ્ધ પુષ્ટિ જીવો પણ કહી શકીએ. અને શ્રીમહાપ્રભુજીએ એ પણ આપણને આજ્ઞા કરી છે કે આ શુદ્ધ પુષ્ટિ જીવો તો ઘણાં દુર્લભ છે - ते दुर्लभतः या कलौ આ કલિકાલમાં દુર્લભ છે. આવા જીવો આજના ઘોર કલિયુગમાં તો અપવાદરૂપ છે. તેથી આ અપવાદરૂપ વાળા જીવાનો બીજભાવ પહેલેથીજ સુદઢ હોય છે. આવા જીવોની પ્રવૃત્તિ ત્યાગ, શ્રવણ અને કીર્તનથી ફલદશામાં પહોચી જવા માટે થાય છે, પરંતુ જ્યાં શ્રીમહાપ્રભુ અભિપ્રેત ઉપાયોથી ભક્તિ પ્રવૃદ્ધ કરવાનો છે, તો ત્યાં સર્વ-સામાન્ય અધિકારીયો છે. આ સર્વ સામાન્ય જીવોમાં કોઇ વિશેષ જ્ઞાતિ-વર્ગ નહીં, પણ કોઈપણ સમુદાયના જીવ અધિકારી છે. હવે અહીં અધિકારીમાં જે બીજભાવ છે, તે બે પ્રકારના કહેવામાં આવ્યા છે. ૧.) દઢ બીજભાવવાળા, અને ૨.) અદઢ બીજભાવવાળા. હવે આપણે પ્રથમ પક્ષ દઢ બીજભાવવાળા જીવો વિશે જોઇએ. દઢ બીજભાવવાળા જીવો માટે પોતાની સાધના, તેમની ભક્તિને પ્રવૃદ્ધ કરવા માટે त्यागाच्छ्रवणकीर्तनात् (વિરહાનુભવાર્થ ત્યાગ, ભગવન્નામ-ગુણ-લીલા તથા લીલા પરિકરવિષયક શ્રવણ વગેરે, નિરોધલક્ષણ ગ્રંથોક્ત ભાવનની પ્રક્રિયા અને સંકીર્તન) કહીને ઉપાય બતાવે અને બીજો પક્ષ એટલે કે અદઢ બીજભાવવાળા જીવો માટે गृहे स्थित्वा स्वधर्मतः अव्यावृत्तो भजेत्कृष्णाम् કહે છે. અહીં ઘરનું (गृहे) વિધાન શ્રીમહાપ્રભુજી કહી રહ્યાં છે. કારણકે આવા જીવોનો ભાવ પરિપક્વ નથી. અને જો દઢબીજભાવ વાળા જીવોને જે આજ્ઞા કરી તે આજ્ઞા મુજબ જો ત્યાગ માર્ગે જો ઘર છોડી પોતાની સાધના (સેવા-કથા) કરવા માંગતા હોય તો તે જીવને પગ પગ પર ભક્તિવર્ધિની ગ્રંથમાં નિર્દિષ્ટ દુ:સંગ, અન્ન વગેરે અનેક સંકટ ઉપસ્થિત થઇ શકે છે, એવી પરિસ્થિતિમાં સન્માર્ગથી તે જીવનું સ્ખલન (પતન) થવાનું શક્યપ્રાય થઇ જાય છે, શક્ય બને છે. તેથી શ્રીમહાપ્રભુજી આવા જીવોને સાવધાન કરતાં આજ્ઞા કરે છે કે भगवत्सेवानुकूल गृह પોતાના ઘરમાં રહીને ભગવત્સેવા અનુકુલ ઘરમાં રહીને પોતાની સાધના ક્રમ આગળ વધારવો જોઈએ. અને આજના સમયમાં તો આપણે સર્વે અદઢ બીજભાવવાળા જ જીવો છીએ. તો પછી આપણી સ્થિતિ તો કેવળ ઘરમાં જ રહીને ભગવત્સેવા-ભજન કરવું શ્રેયસ્ત્ છે. આ વિષયપર જો વધું જાણવું હોય તો આપણે ભક્તિવર્ધિની ગ્રંથ ભણવો જરૂરી બની જાય છે, અને તે ગ્રંથ કેવળ મૂળ કારિકાના અનુવાદ સાથે-સાથે

શ્રીપુરુષોત્તમજીની ટીકા પણ ભણવી જરૂરી છે. તેથી મનમાં કદાચ કોઈ સંશય રહી પણ ગયો હોય ને તો તે આ ગ્રંથ ટીકા સાથે દૂર થઈ જાય. અને સન્માર્ગમાં યથોચ્છિત પ્રવેશ પ્રાપ્ત થવાય.

જો પંચશ્લોકી ગ્રંથની પ્રથમ શ્લોકમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે-

गृहं सर्वात्मना त्याज्यं तच्चेत् त्यक्तुं न शक्यते ।

कृष्णार्थं तत् प्रयुञ्जीत कृष्णः संसारमोचकः ।।१ ।।

અર્થ :- ઘર, એમ તો, સર્વથા ત્યાગ કરવા લાયક હોય છે, પરન્તુ દરેક ઘરને ત્યજિ શકે નહીં. તેથી શ્રીકૃષ્ણની સેવામાં ઘરને લગાવવું. કેમ? જો, નિજગૃહમાં શ્રીકૃષ્ણસ્વરૂપને પધરાવીને જે જીવ શ્રીકૃષ્ણસ્વરૂપની સેવામાં તત્પર હોય છે, તે જીવની સંસારાસક્તિ શ્રીપ્રભુ છોડાવી અને નિજસ્વરૂપાસક્તિરૂપા પુષ્ટિભક્તિનું દાન કરે છે.

કેવી સુંદર આજ્ઞા છે. તો અહીં પુષ્ટિભક્તિ પ્રાપ્ત કરવી છે, તો તે પોતાના ઘરમાં રહીને કરવાની છે. બોલો, આમાં ક્યાં છે હવેલીના દર્શન-મનોરથોની ઝાંખી?

ગુરુદેવ :- હવે, આપણે આગળ વધીએ અને એક બીજા વિષય ઉપર **ધ્યાનાકર્ષણ** કરવાનો અવસર પ્રાપ્ત થયો. હવે હું જે ધ્યાનાકર્ષણ કરવા માંગુ છુ, તે ઉપરના વિષયને સંલગ્નજ છે. તેથી હવે આગળ વધીએ તે પહેલા આગળ કહેલ કથનને મનમાં-હૃદયમાં સ્પષ્ટ કરી દેવું જરૂરી છે.

ચાલો, તો આગળ વધીએ. હવે આપણે બે વિષયને સમજવાનો પ્રયત્ન કરીએ.

૧. સાધનાનું સ્વરૂપ, તથા ૨. શું આ સાધના એકાન્તિ છે, કે પછી સામુહિકી?

આપણે પુષ્ટિભક્તિમાર્ગીય જીવો માટે આત્મ ઉન્નતિનો માર્ગ છે - कर्माप्येकं तस्य देवस्य सेवा (આ પંક્તિનો ઉલ્લેખ આપણને શ્રીમહાપ્રભુજી વિરચિત નિબંધ ગ્રંથમાંથી પ્રાપ્ત થાય છે, અને શ્રીમહાપ્રભુજીના સમર્થનમાં શ્રીજગન્નાથજી દ્વારા ઉક્ત વચન છે)

અર્થ :- પરબ્રહ્મ સચ્ચિદાનન્દૈકરસસત્ત્વ ભગવાન શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની સેવા તથા કથા. હવે જીવ, આત્મ-ઉન્નતિરૂપ આ સાધનાને પોતાના સ્વભાવ-અધિકાર અનુસાર ત્રણ પ્રકારે સમ્પાદિત કરાય છે જે શ્રીમહાપ્રભુજીએ નિબંધ ગ્રંથમાં બતાવ્યો છે.

૧. શ્રીકૃષ્ણ સેવા

૨. શ્રીમદ્ભાગવત્ કથા

૩. તીર્થ પર્યટન.

શ્રીમહાપ્રભુજીએ **શ્રીકૃષ્ણ સેવા**ની સાધનાને મુખ્ય કલ્પ (કર્તવ્ય) રૂપ બતાવ્યું છે, **શ્રીમદ્ભાગવત્ કથા**નો વિકલ્પના રૂપમાં બતાવ્યું છે, અને **તીર્થ પર્યટન**ને અનુકલ્પના રૂપમાં બતાવ્યું છે. આ તમામ ઉપરોક્ત પ્રકારમાં સાધનાનું સ્વરૂપ શું હોય તે જાણવાનો એકમાત્ર ઉપાય છે શુદ્ધપુષ્ટિભક્તિમાર્ગ પ્રવર્તક મહાપ્રભુ શ્રીમદ્વલ્લભાચાર્યના સિદ્ધાંતોને જાણવા! તેથી જો શ્રીકૃષ્ણ સેવારૂપી સાધનાનું સ્વરૂપ સમજવું હોય, શ્રીભાગવત્ કથારૂપ વિકલ્પ સમજવું હોય અને જો તીર્થ પર્યટનરૂપી અનુકલ્પ સમજવું હોય તો શ્રીમહાપ્રભુજીની વાણી સમજવી પડશે. આ વાત હસ્તામલકવત્ (*હથેળીમાં જો રાઈનો એક દાણો મુકવામાં આવે તો અમુક લોકોની દ્ષ્ટિદોષને કારણે તે રાઈના દાણાને જોઈ ન શકે. પણ, જો હથેળીમાં આંબળુ મુકવામાં આવે તો ચશ્મા લગાયા વગર પણ જોઈ શકાય છે)* સ્પષ્ટ છે. પુષ્ટિમાર્ગનું અનુસરણ કરનારા આપણે જીવોએ જો પોતાના જીવન સંબંધી કર્તવ્ય-અકર્તવ્યનું માર્ગદર્શન પ્રાપ્ત કરવું હોય તો તેનો એકમાત્ર ઉપાય છે - પુષ્ટિમાર્ગને પ્રકટ કરવાવાળા આચાર્યત્રય (મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યચરણ તથા ઉભયાત્મજ શ્રીગોપીનાથ પ્રભુચરણ-શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ)ની આજ્ઞાનું પાલન!

હવે રહ્યો પ્રશ્ન **શું આ સાધના એકાન્તિ છે, કે પછી સામુહિકી?** તો આ વિષય સમજવા પહેલા થોડાક તથ્યો (સત્યો) મુકવા જરૂરી છે. શ્રીમહાપ્રભુજીના જ્યેષ્ઠ આત્મજ પૂજ્યચરણ શ્રીગોપીનાથજી, આપશ્રી દ્વારા પ્રકટિત સાધન દિપિકા ગ્રંથ. આ ગ્રંથમાં એક પંક્તિ આવે છે **स्वीयान् भक्तान् प्रदर्शयेत्** આ પંક્તિ આપણને સમજાવે છે કે કેવી રીતે આપણે પોતાના સેવ્ય શ્રીપ્રભુને સેવવા જોઈએ. **स्वीयान्** પદ આપણને પોતાના સ્વીયજનો-આત્મજનોને સુચન કરે છે.

એટલે શું ? એટલે એમ કે પોતાના દેહ સંબંધી જ કેવળ આપણા આત્મજનો નથી હોતા. પણ આપના મિત્ર, સગાં-વહાલાં પણ સ્વીય હોય છે, આત્મીય હોય છે. કદાચ પોતાનો સગો ભાઇ આપણને સ્વીય ન લાગે, આત્મીય ન લાગે, પણ પોતાના કાકાનો દિકરો આપણને વધારે આત્મીય લાગે. તો આ પદ આપણને આ સુચન કરે છે કે જે મારા શ્રીપ્રભુના દર્શન કરવા આવે છે, તે મારો સ્વીય હોય. ત્યાર બાદ भक्तान् પદ છે. હવે જે મારો સ્વીય-આત્મીય છે, તેની બીજી લાયકાત છે તે ભક્ત હોવો જરૂરી છે. એટલે શું ? એટલે એમ કે જેને હું મારા શ્રીપ્રભુ (મારા સેવ્ય સ્વરૂપ)ના દર્શન કરાવુ, તે ભક્ત હોવો જરૂરી છે, અને સાથે મારો સ્વીય-આત્મીય પણ હોવો જોઇએ. પણ જો મારી પત્ની સ્વીય છે, પણ તે ભક્ત નથી, તો શું કરવું ? તો ત્યાં આ શ્રીગોપીનાથ પ્રભુની આજ્ઞાનું ખંડન થાય છે. કારણ કે प्रदर्शयेत् પદ આપણને દર્શન કરાવવાનું સુચન કરે છે. જે મારા સ્વીય છે, અને સાથે ભક્ત છે, તેનેજ હું મારા શ્રીપ્રભુના દર્શન કરાવુ.

ઘણાં એવો તર્ક પણ કરે છે કે હવેલી એવી સંસ્થા છે કે જ્યાં સેવક-વૈષ્ણવો આવીને પોતાના ઘરમાં કેવી રીતે સેવા કરવી તે સીખી શકે. ચાલો આ વાત માની લઇએ, પણ શું આવા કેટલા સેવક-વૈષ્ણવો છે કે જે રોજેરોજ હવેલીમાં નામ-માત્રના બિરાજમાન પુષ્ટિપ્રભુના દર્શન કરીને પોતાના ઘરે આવી ને ગૃહ-સેવાનો યથા ક્રમ કરતા હશે ? શ્રીમહાપ્રભુજીની વધું માં એવી પણ આજ્ઞા કરે છે કે - सेवाकृतिर्गुरुः आज्ञा बांधनंवा हरिइच्छया...હવે કહો આમાં કઇ ગુરુની આજ્ઞા પાલન થાય છે ?

હવે કદાચ મનમાં એક પ્રશ્ન એ થાય કે આ વાત સાચી, પણ તેને હવેલી સાથે શું લેવા દેવા ? ભાઇ, આજ મુદ્દાનો વિષય છે. જે જાહેર દેવ-સ્થાનોમાં નામ-માત્રના પુષ્ટિ પ્રભુ બિરાજમાન છે, તે કોના ? કોન દર્શન કરવા આવે ? કોનો દ્રવ્ય લેવામાં આવે ? શું આ स्वीयान् भक्तान् प्रदर्शयेत् ખાલી શ્રીગોપીનાથજીએ ખાલી લખવા માટે લખી લીધું હશે ? જો હવેલીમાં પુષ્ટિ પ્રભુ બિરાજતા હોય, તો પછી દરેક આવનારને દર્શન કેમ ? જેનો આપણને પરિચય નથી, તેને પણ પ્રભુના દર્શન કેમ ? શ્રીપ્રભુના પ્રદર્શન કેમ ? કારણકે કોને ખબર કે પ્રદર્શનમાં આવનાર જીવ તે સ્વીય છે કે નહીં, ભક્ત છે કે નહીં ? તેથી આ નિર્ણય હું આપ સૌ વાંચકો પર મૂકુ છુ. કદાચ હું ખોટો હોઇ શકુ, પણ શું આપણા પૂર્વાચાર્યો ખોટા હોઇ શકે ? અને આ એ પુર્વાચાર્યો છે, જે આ માર્ગના પથદર્શક છે,

અને તે ગૃહ-સેવાના પ્રણેતા રહ્યાં છે. શું લાગે છે તમને સૌને? જરા વિચાર કરી અને મને જણાવજો.

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## ॥ મંગલાચરણ ॥

..ગતાંકથી આગળ

**યદનુગ્રહતો જંતુ: સર્વદુ:ખાતિ ગો ભવેત્ ।**

**તમહં સર્વદા વંદે શ્રીમદ્ વલ્લભનંદનમ્ ।। ૨ ।।**

**શ્લોકના શબ્દોનો અર્થ** :-

યદનુગ્રહતો - સંધી છૂટી પાડીએ તો

યદ – જેમની, અનુગ્રહત: – કૃપાથી

જંતુ – જીવ (પ્રાણિમાત્ર), નિ:સાધન જીવ

સર્વ$_{૧}$દુ:ખાતિ$_{૨}$ ગો$_{૩}$ ભવેત્$^{૪}$– સર્વ એટલે બધા$_{૧}$ દુ:ખ$_{૨}$ પૂરેપુરા દૂર થાય છે$_{૩,૪}$.

તમહં – તમ -અહમ્ તેમને હું,

વંદે – વંદન કરું છું

સર્વદા – સદા

શ્રીમદ્ વલ્લભનંદન – શ્રીમહાપ્રભુજીના નંદન - પુત્ર - આત્મજ , એટલે ઊભયરૂપ શ્રીગોપીનાથ પ્રભુચરણ અને શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ.

**આખા શ્લોકનો અર્થ વિચાર** :- જેમની કૃપાથી પ્રાણીમાત્ર સર્વ દુ:ખોમાંથી પૂરેપુરા મુક્ત થાય છે અથવા પ્રાણીમાત્રના સર્વ દુ:ખ પૂરેપૂરા દૂર થાય છે, તેવા શ્રીમહાપ્રભુજીના આત્મજને હું વંદન કરું છું.

આ શ્લોક શ્રીગુસાંઇજી રચિત છે, એટલે એમ કહીં શકાય કે શ્રીગુસાંઇજીએ પોતાના જ્યેષ્ઠ ભાઇ શ્રીગોપીનાથજીને આ શ્લોકમાં શ્રીવલ્લભનંદન સંબોધ્યા છે. અને આપશ્રીને વંદન કર્યા છે. આપણા માટે શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજી આમ તો બન્ને શ્રીવલ્લભનન્દન છે, એટલે જ્યારે આપણે આ શ્લોક બોલીએ છીએ ત્યારે આપણે ઊભય પ્રભુચરણ શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજી, આમ બન્ને સ્વરૂપોને વંદન કરીએ છીએ, તેવા ભાવનું સિંચન કરવું જોઇએ.

આપણા સંપ્રદાયમાં કેટલાક લોકો એવી માન્યતા ધરાવે છે કે શ્રીગોપીનાથજી મર્યાદા પુરુષોત્તમ સ્વરૂપ છે અને શ્રીગુસાંઇજી પુષ્ટિ પુરુષોત્તમ સ્વરૂપ છે. આવી સમજ ધરાવનારા સેવકોએ વલ્લભાખ્યાનની પંક્તિ આંકીને પોતાને મંતવ્ય ધરાવે છે

રંગે તે રમતા દિઠડા, બળદેવ-શ્રીગોવિંદ,

બળદેવ શ્રીગોપીનાથ કહીએ, શ્રીવિઠ્ઠલનાથ નંદનંદન

આ પંક્તિને જરા ધ્યાનથી વાંચો, અને વિચારો. શું કહેવા માંગે છે ? ક્યાંય એવું ઉલ્લેખ છે કે શ્રીગોપીનાથજી બળદેવજી છે, તેથી મર્યાદા સ્વરૂપ છે ? આવું જે માનનારાનો ને વર્ગ છે, તે નથી જાણતા કે અત્રે શ્રીબળદેવજી અને શ્રીકૃષ્ણના કયા સ્વરૂપનો ઉલ્લેખ કર્યો છે, અને તેમના સ્વરૂપ વિશેનો કોઇ વિચાર અત્રે ઉલ્લેખ નથી. સારસ્વત કલ્પની લીલામાં શ્રીબળદેવજી શ્રીકૃષ્ણના મોટા ભાઇ છે, અને શ્રીકૃષ્ણ તેથી શ્રીબળદેવજીના અનુજ છે. હવે ગોપાલદાસજી વલ્લભાખ્યાનમાં કેવળ આજ મોટા-નાના ભાઇના સંબંધનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અને એજ સંબંધની સરખામણી શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજી વચ્ચે પણ સમજવાની છે.

શ્રીગોપીનાથજી શ્રીમહાપ્રભુજીના પ્રથમ બાલક છે, તેથી શ્રીગુસાંઇજી થી મોટા છે, અને શ્રીગુસાંઇજી શ્રીમહાપ્રભુજીના દ્વિતિય બાલક છે, તેથી શ્રીગોપીનાથજીથી અનુજ (નાના) છે. પણ આ સિવાય એક સ્વરૂપ મર્યાદા છે, અને બીજુ સ્વરૂપ પુષ્ટિ છે, એવો વિચાર આપણે કરી શકીએ નહીં. એનું કારણ એ છે કે આ બન્ને સ્વરૂપો શ્રીમહાપ્રભુજીના આત્મજરૂપે (પુત્ર રૂપે) પ્રકટ થયા છે. શ્રીમહાપ્રભુજી પુષ્ટિ પુરુષોત્તમનું સ્વરૂપ છે (**શ્રીકૃષ્ણાસ્ય**) તો આપશ્રી પુષ્ટિમાર્ગના વિકાસ માટે ભગવદ્ સ્વરૂપ જ પ્રકટ થાય. મર્યાદામાર્ગનો વિસ્તાર માટે મર્યાદા સ્વરૂપ શ્રીમહાપ્રભુજીના ત્યાં પ્રગટ થવાનો કોઇ અવકાશ નથી, કારણકે શ્રીમહાપ્રભુજી ભક્તિમાર્ગના તાત્પર્યાર્થ છે. તો આજ કારણથી શ્રીગુસાંઇજી પોતાના મોટા ભાઇ શ્રીગોપીનાથજીના સ્વરૂપમે એક રીતે આ શ્લોક દ્વારા સમજાવ્યુ છે, તે પરથી પણ નિશ્ચિત થાય છે કે શ્રીગોપીનાથજી મર્યાદા સ્વરૂપ નહીં, પણ પુષ્ટિ સ્વરૂપ છે. પુષ્ટિ પુરુષોત્તમ છે. શ્રીગોપીનાથજીને વંદન કરતા શ્રીપુરુષોત્તમજી આ શ્લોક પ્રકટ કરે છે કે

**શ્રીવલ્લભ-પ્રતિનિધં, તેજો–રાશીં દયાર્ણવમ્ ।**

**ગુણાતીતં ગુણનિધિં, શ્રીગોપીનાથમ્ આશ્રયે ।।**

અર્થ :- જે તેજના ભંડાર છે, દયાના સાગર છે, ગુણોના અતિત છે, પુષ્ટિમાર્ગીય ગુણના નિધિ છે, તેવા શ્રીવલ્લભના પ્રતિનિધિ શ્રીગોપીનાથજીને હું આશ્રય સ્વીકારું છું.

શ્રીમહાપ્રભુજીએ જ્યારે આસુરવ્યાહમોહ લીલા કરી ત્યાર બાદ શ્રીગોપીનાથજી આચાર્ય પદ પર બિરાજમાન થયા છે, માટે આપશ્રી શ્રીવલ્લભ (શ્રીમહાપ્રભુજી)ના પ્રતિનિધિ છે. અને વળી ગુણાતિત એટલે નિર્ગુણ સ્વરૂપ છે. પુષ્ટિ ભક્તો નિર્ગુણ છે. પુષ્ટિ ભક્તો નિર્ગુણ છે, તો પુષ્ટિમાર્ગના આચાર્ય પણ નિર્ગુણ છે. એટલે નક્કી થાય છે કે શ્રીગોપીનાથજી પણ શ્રીગુસાંઇજીની જેમ પુષ્ટિ પુરુષોત્તમ જ છે. હવે આ દ્વિતિય મંગલાચરણનો મર્મને આપણે વિગતવાર સમજીશું.

શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજી બન્ને કૃપાનું સ્વરૂપ છે. શ્રીમહાપ્રભુ જેમ કૃપા શક્તિનું સ્વરૂપ છે, તેમ આપશ્રીના બન્ને ભગવદ્ આત્મજો ઊભય પ્રભુચરણ શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજી પણ અલૌકિક કૃપાશક્તિનું સ્વરૂપ છે. બન્ને સ્વરૂપમાં અનેક સ્થાનોમાં કૃપા શક્તિના

દર્શન થાય છે. એટલે અહીં કહેવામાં આવ્યું કે આપશ્રીની(શ્રીગોપીનાથજી) કૃપાથી પ્રાણીમાત્ર દુ:ખમાંથી દૂર થાય છે.

કૃપા એટલે અનુગ્રહ (પોષણં તદનુગ્રહ) એવી પુષ્ટિની-કૃપાની-પોષણની વ્યાખ્યાં થઈ. એમે તદ્ અવયવ લગાવવામાં આવ્યો. સંસ્કૃત ભાષામાં અવયવ એવો શબ્દ છે કે જેના રૂપમાં ક્યારેય કોઇ પ્રકારે ફેરફાર નહીં, વિકાર નહીં આવે. માટે તેને અવિકારી અથવા અવ્યય કહેવામાં આવે છે. આ અવ્યયથી એમ સૂચવવામાં આવ્યુ કે કૃપા કરવી એ આ બન્ને સ્વરૂપોનો સ્વભાવ છે. એ સ્વભાવ ક્યારેય બદલાય નહીં, લૌકિક મનુષ્ય ઉપકાર અને અપકારનો વિચાર કરીને બદલો ચૂકવે, શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજી આવો કોઇ વિચાર કરીને જીવો ઉપર કૃપા કરતા નથી. તેઓતો મેઘની જેમ કૃપા વરસાવે છે.

આકાશમાંથી વરસતા મેઘ ક્યારેય એવું નક્કી કરતા નથી કે તેમને કયાં ખેતરમાં વરસવું અને રણમાં ન વરસવુ. મેઘતો પૃથ્વી ઉપર સર્વસ્વ વરસે અને બધી પૃથ્વી તેમને મન સમાન હોય, એમ શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજીને મન બધા જીવો કૃપાને પાત્ર છે. તેઓ જીવોના ગુણદોષ, અધિકાર, અનધિકાર જોયા વિના અહૈતુક અકારણ કૃપા વરસાવી દેવાના સ્વભાવવાળા છે. મનુષ્યની કૃપા વાંઝણી હોય, ભગવદ્ કૃપા ક્યારેય વાંઝણી ન હોય. કૃપાએ તો ફલ છે. શ્રીપ્રભુ અને શ્રીમહાપ્રભુ કૃપા કરે ત્યારે તેનું ફળ તરતજ તેજ સમયે પ્રાપ્ત થાય. કૃપા શબ્દ પણ સમજવા જેવો છે.

કૃપા – કૃ એટલે કરવું, અને પા એટલે રક્ષણ

જેવો શરણે આવેલા જીવોનું રક્ષણ કરે તે કૃપાવાન કહેવાય. શરણસ્થનું રક્ષણ કરવું તેનું નામ કૃપા.

કૃપાના છ (૬) પ્રકાર શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યું છે.

૧. **રક્ષા કરવી** – શ્રીઠાકોરજી, શ્રીમહાપ્રભુજી વગેરે ગુરુ અને ગોવિન્દ પોતાના શરણે આવેલા જીવોની આધિ, વ્યાધિ અને ઉપાધિઓમાંથી રક્ષા કરે છે.

**૨. અલૌકિક સામર્થ્યનું દાન કરવું** – કાલ ઉપર વિજય પ્રાપ્ત કરાવવો, શ્રીગુરુ, શ્રીગોવિન્દ શરણસ્થ સેવક ઉપર કૃપા કરે ત્યારે તેને તનુનવત્વનું અલૌકિક યુવાન દેહનું દાન કરે છે. વૃદ્ધ અવસ્થામાં પણ, વૃદ્ધ અવસ્થાના દોષો તેને નડતા નથી.

**૩. ભગવદ્ પ્રવેશ થવો** – શરણસ્થ જીવના હૃદયમાં, મનમાં અને સર્વ ઇન્દ્રિયોમાં સાક્ષાત્ શ્રીપ્રભુ (શ્રીઠાકોરજી) પધારે, અને બીરાજે એ કૃપાનો એક પ્રકાર છે.

**૪. પદાર્થોની અભિવૃદ્ધિ થવી** – શ્રીપ્રભુની કૃપા થાય તો પોતે આરોગેલો મહાપ્રસાદ ઘટે નહીં, દસ વૈષ્ણવો માટે બનાવેલ રસોઇ, સો વૈષ્ણવો લઇ શકે, દાન ઘટે નહીં, આ પણ કૃપાનો એક પ્રકાર છે.

**૫. દૃઢ નિષ્ઠા** – ગમે તેવો દુષ્ટ જીવ હોય, પણ તેના ઉપર કૃપા થતાં તે ઉત્તમ ભક્ત બની જાય છે (દા.ત. અજામિલ). તેના હૃદયમાં ભગવદ્ ભાવ જાગૃત થઇ જાય છે અને જાગેલા ભગવદ્ ભાવનું પણ પોષણ થાય.

**૬. દૃઢ આશ્રય** – શ્રીપ્રભુ કૃપા કરીને જીવને પોતાના શ્રીચરણારવિંદનો દૃઢાશ્રય કરાવે.

આમ ભક્તોના જીવનમાં શ્રીગુરુ અને શ્રીગોવિન્દની કૃપા આ ૬ પ્રકારે-સ્વરૂપે જોવા મળે છે. શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજીના જીવન લીલામૃતમાં આ છ પ્રકારે થયેલી કૃપાના દર્શન થાય છે. તેથી તો અષ્ટછાપ કવિઓમાં ના એક શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર અને શ્રીનાથજીના અધિકારીજી કૃષ્ણદાસજીએ શ્રીગુસાંઇજી માટે ગાયું કે **પરમકૃપાલુ શ્રીવલ્લભનંદન, કરત કૃપા નિજ હાથ દે માથે...**

જ્યારે શ્રીગુસાંઈજી કૃપા કરે છે ત્યારે જીવ પાસે કોઇ સાધનોની પણ અપેક્ષા રાખતા નથી. દુષ્ટમાં દુષ્ટ જીવના મસ્તકે પોતાના વરદ્ હસ્ત ધરે અને એ જીવનો સ્વભાવ બદલાઇ જાય છે. જીવ સમુળો બદલાઇ જાય છે, દુષ્ટમાંથી ભક્ત બની જાય છે, શ્રીપ્રભુને કૃપાપાત્ર બની જાય છે, લાડીલો બની જાય. શ્રીગુસાંઇજીના સેવકોમાં તેવા અનેકના ચરિત્ર ૨૫૨ વૈષ્ણવોની વાર્તામાં જોવા મળે છે. જેમના ઉપર શ્રીગુસાંઇજીએ કલ્પનામાં ન આવે એટલી મહાન કૃપા કરી છે.

આગ્રાના ગુલાબદાસ (ગુલાબખાન) તેમનો અંતકાળે ઉદ્ધાર કર્યો. કોળવાળા વૈષ્ણવને તેમના શરીરનો કોળ દૂર થાય તેવો ઉપાય બતાવ્યો. શાકભાજી વેચનારી મુસલમાન બાઇ (કુંજરીને)ને પોતાની સોનાની ઝારીથી જળ પાઇ નવ જીવન આપ્યું, ઝારીજી છોવાઇ જાય તો ભલે પણ માણસને જીવ બચવો જોઇએ, તેવી કૃપાના દર્શન કરાવ્યા.

પોતાને છ માસ શ્રીનાથજીની સેવાથી દૂર રાખનાર કૃષ્ણદાસ અધિકારીને તેમને કૃપા કરી કેદમાંથી છોડાવ્યા. એક શ્રીમંત ક્ષત્રાણીમાં આશક્ત થયેલા વિરક્ત વૈષ્ણવની લૌકિક આશક્તિ દૂર કરી ભગવદાશક્તિ સિદ્ધ કરાવી.

આવા શ્રીગુસાંઇજી કૃપાસાગર છે માટે આપણે શ્રીગુસાંઇજીને પરમ દયાલ કહીએ છીએ. હવે મૂલ શ્લોકમાં **જંતુઃ** પદ શ્રીગુસાંઇજીએ પ્રયોગ કર્યો છે. સંસ્કૃતમાં જીવ માટે **જંતુઃ** શબ્દ વપરાય છે. પાંચ પ્રકારની જીવ સૃષ્ટિ છે. મનુષ્ય, પશુ, પક્ષી, જીવ-જંતુ, વનસ્પતિ. આ પાંચ પ્રકારના જીવોમાં ધર્માચરણ મનુષ્ય યોનિમાંજ થાય એમ શાસ્ત્રોએ કહ્યું, પણ શ્રીગુસાંઇજીએ અન્ય યોનિના જીવો ઉપર પણ કૃપા કરી છે. પશુ યોનિમાં **ગાયને**, પક્ષી યોનિમાં **કબુતર-કબુતરીને**, તથા **હંસ-હંસલીને**, સાથે એ વૃક્ષને બ્રહ્મસંબંધનું દાન કર્યું હતુ. એવા સૌ જીવોને શરણે લઇ એમનો ઉદ્ધાર કર્યો, એમને નિત્ય લીલાની પ્રાપ્તિ કરાવી, માટે અહીં કહેવામાં આવ્યું કે કેવળ વૈષ્ણવોનો ઉદ્ધાર નથી થતો પણ જેના જેના ઉપર આપશ્રીની દૃષ્ટિ પડે તે સર્વ જીવ-જંતુઓનો પણ તેઓ ઉદ્ધાર કરે છે.

**.........સર્વદુઃખાતિ ગો ભવેત્**

**<u>ત્રણ પ્રકારના દુઃખ</u>** :-આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક. આ ત્રણે દુઃખ દૂર કરે, પણ વૈષ્ણવોના ત્રિવિધ દુઃખો છે - અન્યાશ્રય, અસમર્પિત, દુઃસંગ. આ ત્રણ દુઃખથી સાચો વૈષ્ણવ રિબાય છે, પિડાય છે. જ્યારે આ દુઃખમાંથી તે પોતાની શક્તિથી મુક્ત થઇ શક્તો નથી ત્યારે શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજી કૃપા કરીને દુઃખના આ કાદવમાંથી એ વૈષ્ણવને મુક્ત કરે છે. દુઃખ દૂર થવા એટલે જીવનો ઉદ્ધાર થવો, જન્મ-મરણના દુઃખ મટવા. જન્મ-મરણના દુઃખ સૌથી મોટા દુઃખ છે જીવને જ્યારે નિત્યલીલા વશ મળે ત્યારે જ જન્મ-મરણના દુઃખ જાય છે. શ્રીગુસાંઇજી કૃપા કરીને શરણસ્થ જીવોને નિત્યલીલાની પ્રાપ્તિ કરાવે છે.

રાજનગરના એક શેઠ વૈષ્ણવ, અનેક યોનિમાં ફરતાં ફરતાં કીડો બન્યો, ત્યારે શ્રીગુસાંઈજીએ તે કીડાને શ્રીયમુનાજળમાં પધરાવી તેમનો ઉદ્ધાર કર્યો હતો. મર્યાદા ભક્ત સાધનથી શરણાગતિ લે છે, પછી ભગવાન તેમને તેન દુઃખમાંથી મુક્ત કરે છે. પુષ્ટિ ભક્ત માટે તેવું નથી, તેને શરણાગતિ મળે છે, તે પણ કૃપાથી અને શરણાગતિ મળતાજ તેના સર્વ દુઃખ દૂર થાય છે. અહીં શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઈજી બન્ને ઉભય સ્વરૂપો માટે **શ્રીમદ્ વલ્લભનંદનમ્** શબ્દ વપરાયો, તેનું રહસ્ય વિચારવા જેવું છે.

શાસ્ત્ર કહે છે કે **પિતા** જ **પુત્ર** રૂપે ફરી જન્મે છે. કારણકે પિતાના બીજમાંથી જ પુત્ર જન્મ થાય છે. એટલા માટે શ્રીગુસાંઈજીના ૧૦૮ નામવાળા **શ્રીનામરત્નાખ્ય સ્તોત્ર**માં આ સ્તોત્રના રચયતા પંચમકુમાર શ્રીરઘુનાથજીએ એક નામ આપ્યું **સ્વાનુરૂપ-સુતપ્રસુઃ** (૫૩નું નામ). શ્રીગુસાંઈજીએ શ્રીમહાપ્રભુજીનું અવર એટલે બીજ સ્વરૂપ છે. શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઈજીરૂપે શ્રીમહાપ્રભુજીજ ફરી પ્રગટ થયા છે. આ વાત શ્રીમહાપ્રભુજીએ સ્વયં ૮૪ વૈષ્ણવોની વાર્તામાં પ્રથમ વાર્તામાં દામોદરદાસ હરસાનીજીને સમજાવે છે, અને *યાકો તો મેરો હિ સ્વરૂપ સમજીયો*, અને શ્રીગુસાંઈજીના સેવક પિતાંબરદાસ, કામવનની શ્રીબેઠક ચરિત્રમાં શ્રીમહાપ્રભુજીએ સમજાવી છે.

પંઢરપુરમાં શ્રીવિઠ્ઠલનાથજીએ શ્રીમહાપ્રભુજીને આજ્ઞા કરી કે આપ લગ્ન કરો, કારણકે **હું નંદન, તુમ તાત** (સ્વયં શ્રીઠાકોરજી પુત્રરૂપે પ્રગટ થવા ઈચ્છતા હતા). શ્રીમહાપ્રભુજી સ્વયં **શ્રીકૃષ્ણાસ્ય** છે. શ્રીકૃષ્ણનું આસ્ય, શ્રીકૃષ્ણનું સ્વરૂપ. તેવીજ રીતે શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઈજી બન્ને પણ શ્રીમહાપ્રભુનું આસ્ય છે. શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ છે.

માટે સૂરદાસજીએ આશ્રયના પદમાં ગાયું છે

*સૂર કહાં કહે દ્વિવિધ આંધરો* (બે સ્વરૂપોને ભિન્ન જાણવા નહીં બે સ્વરૂપ, શ્રીનાથજી અને શ્રીમહાપ્રભુજીને અલગ ન સમજો). આમ શ્રીમહાપ્રભુજી એજ શ્રીગોપીનાથજી, એજ શ્રીગુસાંઈજી છે, એવો અભેદ ભાવ અહિં સમજાવો. અને એ અભેદભાવથી એક સાથે સર્વે સ્વરૂપોને વંદન કરવું. માટે શ્રીગુસાંઈજીએ શ્રીગોપીનાથજીને આ શ્લોક દ્વારા વંદન કર્યા.

**આપ સેવા કરી શિખવે શ્રીહરિ**, આપણને પણ શિખવ્યું કે સહુંને શ્રીવલ્લભસ્વરૂપે સમજો, સ્વીકારો, હૃદયમાં પધરાવો અને તેમને વંદન કરો. સહું ને એટલે શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઈજી, અને આપશ્રીના સાત ભગવદ્ આત્મજ - શ્રીસપ્તાચાર્ય.

(...ક્રમશ:)

સંકલન: રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ)

## દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

**મુકુન્દદાસ** :- *શ્રીહરિના એક શ્રીચરણને પોતાના લલાટે ધારણ કરવા વડે તે શ્રીહરિપદાકૃતિ-ચરણાકાર તિલક થાય છે, શ્રીહરિના બે શ્રીચરણને પોતાના લલાટે સૌભાગ્યરૂપે ધારણ કરવા વડે તે દ્વિરેખ દંડાકાર તિલક કહેવાય; બે શ્રીચરણને બે સમાન રેખાઓ દ્વારા અંકિત કરાય છે. આ પ્રકારનું તિલકતો પરંપરાથી (ચાલુ રીવાજ) પ્રમાણ છે.*

આ પ્રમાણે આ શ્લોકનો વાચ્યાર્થ શબ્દથી કહીં વિશેષ સ્પષ્ટતા બતાવનારો બંધ બેસતો અર્થ કરીએ તો આમ થાય કે અથવા, જો તમામ વૈષ્ણવ સંપ્રદાયોના આચાર્યો હોવાથી વૈષ્ણવાચાર્ય ભગવાન શિવજી (આપ ઈશ્વર કોટિ પ્રવિષ્ટ હોવાથી) **ધારણ કરે**, એમ એક ક્રિયા વડે મર્યાદામાર્ગીય વિશેષણ છે, અને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને બે વિશેષણ (મહાભાગવત અને શિદ્ધ) વડે કર્તા અને કર્મના સમાન યોગપણા વડે ક્રમ પ્રમાણે શિશણ આપે છે, આ બાબતમાં કર્તા વૈષ્ણવ છે. અને કર્મ ઊભું તિલક છે. હવે આ બન્ને, વૈષ્ણવ અને ઊભું તિલક, બે-બે પ્રકારના હોવાથી, બે પ્રકારે વાક્યબોધ થાય છે, અને દા.ત. જેમ આપણે મહાભાગવત કહીએ એટલે તે મર્યાદામાર્ગીય ભગવદ્ભક્ત- જે શાસ્ત્રની મર્યાદાને અનુસરીને વર્ણાશ્રમને પાળતો, સકામ ભક્તિ કરતો, મોક્ષની ઈચ્છાવાળો વૈષ્ણવ ચરણાકાર ઊભુ તિલકને ધારણ કરે!

શાસ્ત્રમાં એમ પણ કહે છે કે **જ્યાં સૂધી મનુષ્ય પોતાને શ્રીપ્રભુના ભયરહિત શ્રીચરણને ચાહ્ય નહીં, એટલે કે શ્રીપ્રભુના શ્રીચરણારવિંદને ન ચાહે, જેના દ્વારા તેનો ભય દૂર થવાનો છે,** વગેરે શ્લોકમાં ભય પામેલાને નિર્ભય સ્થાનની ચાહનાની જેમ, અને અન્ય શ્લોકમાં **મનોરથને પૂર્ણ કરનાર શ્રીચરણકમળને,** આ શ્લોકમાં સકામ ભક્તિને પૂરણની પ્રાર્થનાની જેમ, તથા **પુરુષોમાં ઉત્તમ એવા શ્રીહરિનો શ્રીચરણ અમારા સુખને વિસ્તારો.** આ તમામ શ્લોકાર્થ આપણને સકામ ભક્તિનું સુચન કરે છે. આ શ્લોકાર્થો આપણને મર્યાદામાર્ગીય ભક્તનું સકામત્ત્વ સમજાવે છે; શ્રીમદ્ ભાગવતમાં ભગવાનના શ્રીચરણ ભક્તના મનોરથ પૂર્ણ કરનાર છે, એમ પ્રસિદ્ધ છે; એજ કારણથી સકામવૃત્તિવાળા મર્યાદામાર્ગીય ભક્તનો વંદન વિધિ આ પ્રમાણે કરે છે, **હે મહાપુરુષ! હું આપના શ્રીચરણ કમળને વંદન કરૂં છું.** હવે આ સકામવૃત્તિવાળા મર્યાદામાર્ગીય ભક્ત કેવળ એકજ શ્રીચરણનો આશ્રય કરે છે, તે કારણથી મર્યાદામાર્ગીય ભક્તે એકજ શ્રીચરણ જ પોતાના મસ્તકે ધારણ કરવો. મર્યાદામાર્ગીય ભક્તિ તે ગણિતાનન્દ હોવાથી, **શિશુપાળ શ્રીહરિના શ્રીચરણમાં પ્રવેશ્યો હતો.** એમ શ્રીચરણ પૂર્ણબ્રહ્મ નહીં કહેતા, અક્ષર બ્રહ્મ હોવાથી, શ્રીચરણનો આશ્રય કરવાથી શરણમાર્ગની પ્રતીતિ થાય છે.

શરણમાર્ગ બે પ્રકારના છે. આ બાબતમાં શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુ આજ્ઞા કરે છે કે, **મર્યાદામાર્ગીય ફળને સાધનારો મર્યાદામાર્ગીય પણ શરણ માર્ગ છે, તે ભક્તિમાર્ગીય શરણમાર્ગથી ભિન્ન છે.** આપણે જાણએ છીએ કે ભક્તિમાર્ગ એટલે પુષ્ટિમાર્ગ, તેજ સમજવુ. હવે આ પુષ્ટિભક્તિમાર્ગનું સાધન ભક્તિ, તે નિર્ગુણ ભક્તિ પોતાને માન્ય છે, એ પ્રમાણે વચન છે.

હવે શુદ્ધ એટલે લોક અને વેદની અપેક્ષા રહિત, <u>ફક્ત શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ના સ્વરૂપમાં તત્પર રહેનાર, શુદ્ધાદ્વૈત સંપ્રદાયમાં જ એક નિષ્ઠાવાળો પુષ્ટિમાર્ગીય ભગવદ્ભક્ત ઊભું દંડાકાર તિલક કરે</u>. કોઇ બળવાન પ્રતિબંધ આવે, છતાં આ પુષ્ટિમાર્ગીય ભગવદ્ભક્ત ચલાયમાન ન થાય, નિષ્ઠા અડગ રહે, તે નિષ્ઠા દૃઢ રહે, એવી આજ્ઞા શ્રીમહાપ્રભુજી કરે છે, અને આવા **ભક્તોના હૃદયમાં વાસનારૂપી બીજનો સંભવ ન હોય અને જે શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)નોજ એક આશ્રય રાખતો હોય તે ઉત્તમ ભગવદીય છે.** ભગવાન શ્રીમદ્ ભાગવતમાં આજ્ઞા કરે છે કે <u>જેમ મર્યાદામાર્ગીય મોક્ષનું ફલ છે - સાલોક્ય, સાર્ષ્ટિ, સામિપ્ય, સાયજ્ય, સામિપ્ય, તથા એકત્ત્વ બધું આપવા છતાં</u>

પણ મારી સેવા વિના અન્ય જે મનુષ્ય ગ્રહણ કરતા નથી, અર્થાત્ ઉપરોક્ત કહેલા મોક્ષ પ્રાપ્ત કરવા કરતાં શ્રીપ્રભુની જ સેવા શ્રેષ્ઠ માનીને સ્વીકારે છે, તેજ આત્યન્તિક-છેવટનો અધિકાધિક ભક્તિયોગ કહ્યો છે, ભક્તિયોગી છે. જે વડે ત્રણે ગુણો (રાજસ, તામસ, સાત્વિક)ને ઓળંગીને મારી સ્થિતિ-નિર્ગુણપણાને પ્રાપ્ત થાય છે. કેવા સુંદર વચન ભગવાન કહીં રહ્યાં છે. આ ભગવદ્ વચન પ્રમાણે આ ભક્તની નિર્ગુણતા અને નિષ્કામતા પ્રતિત થાય છે. આવા ભક્તોની કામના એવી હોય છે કે અમૃતનું અભિવર્ષણ કરનારા આપના શ્રીચરણ યુગલરૂપી છત્રથી અન્ય શરણ હુ જોતો નથી! અમે આપશ્રીના યુગલ શ્રીચરણનું ધ્યાન વડે આપશ્રીના પરમપદને પામીએ! શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ના યુગલ શ્રીચરણકમળની આવિસ્મૃતિ - ન ભૂલવાં તે! જન્મોજનમ આપશ્રીના શ્રીચરણમાં જ ભક્તિ થાય! તમામ વિષયોને છોડીને આપશ્રીના શ્રીચરણમૂળમાં રહીએ! વગેરે અનેક શ્લોકાર્થ આપણને શાસ્ત્રોમાં પુષ્ટિભક્તિમાર્ગીય જીવની નિષ્કામ ભક્તિને સૂચિત કરે છે. આવા વચનો તો લેખકાર શ્રીવલ્લભજી પણ આજ્ઞા કરે છે. આવા વચનોમાં તો અનન્ય શરણપણા વડે શ્રીપ્રભુના બન્ને શ્રીચરણનો દ્દઢાશ્રયપણાને કહેલો હોવાથી શ્રીપ્રભુના બન્ને શ્રીચરણો ધારણ કરવા એમ સમજાય છે. તો અહિં સંગતિ કરો. શ્રીપ્રભુના બન્ને શ્રીચરણકમળનો આશ્રય, તેજ પોતાના મસ્તકે ધારણ કરવું. એટલે દંડાકાર શબ્દ વડે તિલકનો આકાર સન્દેહયુક્ત હોવાથી, અને તે બીજે ઠેકાણે ન દેખાવાથી શ્રુતિમાં આજ્ઞા છે કે **દ્વિરેખ ઊભું તિલક થાય છે.** જેમ એક ચરણવાળું ચરણાકાર (ઊધ્વપુંડ્ર) થાય, તેમજ બે રેખાવાળું બે ચરણના આકારવાળું, એટલે દંડાકાર, એ કારણથી દ્વિચરણાકારને દંડાકાર એમ માનીને આવા દંડાકારની લોકપ્રસિદ્ધિથી આ પુષ્ટિમાર્ગીય ભક્તે પોતાના મસ્તક ઉપર આ દંડાકાર તિલક ધારણ કરવુ, એમ સિદ્ધાંત છે. શ્રીપ્રભુ એમ આજ્ઞા કરે છે કે **તમારા મસ્તકને મારા બન્ને ચરણોમાં રાખીને**...એ વચનથી આ ભક્તને ભગવાનના બન્ને ચરણોનું ધ્યાન કરવું, બન્ને ચરણોનો આશ્રય કરવો, અને તે આશ્રય દ્દઢાશ્રય રહે તે માટે બન્ને શ્રીચરણની સ્મૃતિ દંડાકાર તિલક વડે પોતાના મસ્તકે ધારણ કરવી, અને ભક્ત પછી તે શ્રીપ્રભુને વિનવે છે કે **અમારૂ મન આપના બન્ને શ્રીચરણમાં રહે...શ્રીગોકુલેશ! અમારું મન આપના બન્ને ચરણકમલોમાં રહે**...એમ જણાવે છે.

આ વચનોથી સ્પષ્ટ થાય છે કે શ્રીહરિના બન્ને શ્રીચરણો પુષ્ટિમાર્ગીય ભક્તને મસ્તક ઉપર બિરાજતા ભક્તના મનને પોતાનામાં (શ્રીહરિમાં) છે, એમ સૂચવે છે, એવા વચનો શ્રીમદ્

ભાગવતમાં પ્રસિદ્ધ છે. શ્રીગોકુલનાથજી આજ્ઞા કરે છે કે **પુષ્ટિભક્તિમાર્ગ અને પુષ્ટિશરણમાર્ગમાં શ્રીહરિના સ્વરૂપાનંદના અનુભવથી ફળમાં પૂર્ણ થાય છે**. આ દ્વારા એમ સમજાય કે શરણમાર્ગના ઊભા તિલકનું આકારના ભેદ વડે બે પ્રકાર વાળાનું એક શ્લોક વડે પ્રતિપાદન કરેલું જાણવુ. સ્મૃતિમાં આજ્ઞા છે કે **દ્વિજાતિ ઊભું તિલક કરે**, આ પ્રમાણે વૈષ્ણવ દીક્ષારહિત દ્વિજોને સત્પુરૂષે કરેલા આચારને જોવા પ્રમાણે તે ઊભા તિલકના આચરણથી તે તે કર્મના આરંભોમાં પણ **ઊભા તિલક વગર જે કઇ કાર્ય કરે, તે બધું નિષ્ફળ છે**. આ વચનથી કર્મની નિષ્ફળતા સમજાવાથી ઊભું તિલક કરવું.

આટલું સમજીને પણ છતાં કોઇ પ્રશ્ન કરે, શંકા કરે કે ઊભું તિલક કેવુ હોય? ત્યાં વાસુદેવોપનિષદમાં પ્રતિપાદન કરેલું ઊભું તિલક પોતાના સ્વરૂપને શિષ્ટાચારથી ચરણાકારવાળું પ્રસિદ્ધ કરાવે છે; એ કારણથી આ તો સર્વ સાધારણ થયું. આને પુષ્ટિમાર્ગીય તિલકપણામાં ખાસ પ્રામાણ્ય પ્રાપ્ત થતું નથી. શ્રીમહાપ્રભુજીની આજ્ઞા ઘણો, ઉપદેશ ઘણો, એમ છે કે **લલાટે દંડાકાર તિલક થાય**, એમ ઉપદેશેલું છે. આ કારણથી આલોક અને પરલોકની બાબતમાં નિશ્ચિન્તતા બતાવવાને બન્ને ઠેકાણે ઊંચી ગતિ પ્રભુની કૃપાને આધીન છે એમ જ્ઞાન થવા વાસ્તે પુષ્ટિમાર્ગમાં દ્વિરેખ-દંડાકાર ઊભું તિલક છે, એ પ્રમાણે સારભૂત અર્થ છે.

*મર્યાદામાર્ગમાં એક ચરણના આકારવાળું ચરણાકાર તિલક જે પ્રમાણે મનોહર છે, તેજ પ્રમાણે પુષ્ટિમાર્ગમાં બે ચરણના આકારવાળું દ્વિરેખ દંડાકાર તિલક મનોહર છે.*

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

### ।। નિવેદનતાત્પર્યાર્થ:[1] ।।

[1]. अक्षरांशदैवा द्विविधाः। कैवलमर्यादायां स्थिताः साधनपरास्तेषां नमुक्तरेव फलं, ये च मर्यादापुष्टावङ्गीकृतास्तेषां सर्व्रसाधनत्यागपूर्वकशरणागतौक्रियमाणसेवनायां सेवाफलोक्तफलसिद्धिः अन्येषां चासुराणां प्रकृतिजन्यानां संसारनिश्चयेनान्धन्तमः प्रवेशरूपा मुक्तिः, न हि तेषां भगवत्प्राप्तिसम्बन्धगन्धोऽपि मामाप्राप्यैव कौन्तेय इत्यादिवचनात् ।। (तत्पुस्तकस्थं टिप्पणम् )

અક્ષરબ્રહ્મના અંશભબ્ય દૈવી જીવો બે પ્રકારના છે, એમાંના એક તો કેવળ મર્યાદામાં જ રહેલાં છે; એઓ વેદ વગેરેમાં વર્ણાવેલ સાધનો કરીને મોક્ષરૂપ ફલને પ્રાપ્ત કરે છે. એઓને મોક્ષ જ ફલ મળે છે. અધિક નહીં. જેઓને મર્યાદાપુષ્ટિમાં અંગીકાર થયેલો છે તેઓ તો મર્યાદાનાં સર્વ સાધનોને તિલાંજલી આપીને શ્રીપ્રભુને શરણે જાય છે; અથવા તો મર્યાદામાર્ગમાં સાધન જ એવા જીવોને છોડીને ચાલ્યાં જાય છે. શરણે ગયા પછી એ જીવો પ્રભુની સેવા કરે છે અને સેવા કરતાં કરતાં રસમય પ્રભુ સાથે અનેક અલૌકિક આનંદમય ભોગો ભોગવે છે. એ સેવાફલ ગ્રંથમાં કહેલા ફલની એઓને પ્રાપ્તિ થાય છે. જેઓ પ્રકૃતિ-માયામાંથી ઉત્પન્ન થયેલા છે, તેવા અસુરોને તો સંસારમાં ભમવાનો નિશ્ચય થયેલો હોવાથી એ લોકોને અંધતમસ નામના મહાનરકમાં પ્રવેશ કરવારૂપ મુક્તિ મળે છે. એ લોકોને શ્રીપ્રભુની પ્રાપ્તિના સંબંધનો ગન્ધ પણ નથી, કેમકે પ્રભુ જ શ્રીમુખે ગીતામાં આજ્ઞા કરે છે કે *હે અર્જુન, એ અસુર જીવો મને પ્રાપ્ત કર્યા વિના જ અધમ ગતિને પ્રાપ્ત થાય છે. એઓને આસુર યોનીમાં જ હું પટકું છું.*

अथ निवेदनवाक्यार्थस्तु-सृष्ट्चयादावेव जीवाःस्वतो भगवता सृष्टऽर्थंभिन्नाः कृताः। स्तेषां ततः प्रभृति भगवता सह भगवदशानांविप्रयोगोऽस्त्येव, न परं तापक्लेशः, सम्बन्धाभावात् । सम्बन्धस्तुप्रपञ्चासक्तिनिवृत्या भवति। सा तु यावद्देहसम्बन्धमहन्ताममतयोरंविद्याकार्ययोः सत्त्वान्न भवितुं

शक्नोति। अति ह्यत्राहन्ताममतयोर्बाधकत्वं भविष्यतीति (न) पुनः सम्बन्धसिद्धिः, तया पुनर्देहादेः पाकेवन मृदादेः कार्यक्षमत्वमिव भगवत्कार्योपयोगित्वं भवतीत्यलमुक्त्या ।।

।। इति हरिदासोदितो निवेदनातात्पर्यार्थः ।।

ભાવાર્થ :- આત્મનિવેદનનો વાક્યાર્થ આ પ્રમાણે છેઃ વાક્યાર્થ એટલે નિવેદનમંત્રમાં જે શબ્દો કે અક્ષરો રહેલા છે તે સર્વનું રહસ્ય, તેનો ભાવાર્થ, એ જ નિવેદનનો વાક્યાર્થ - એને શ્રીહરિરાયચરણ સ્પષ્ટ કરે છે –

एकोऽहं बहुस्यां, एकाकी न रमते स द्वितीयमैच्छत्  એ શ્રૃતિવાક્યને આધારે પ્રથમ તો શ્રીપ્રભુએ સૃષ્ટિની રચનાની ઈચ્છા કરી. રમણ કરવા માટે સૃષ્ટિ રચે છે એમ ઉપનિષદ્ કહે છે. રમન કેમ બની શકે ? સર્વત્ર એક જ ભગવાન છે. ભગવાન ભગવાન સાથે રમણ કેમ કરે ? એ શંકા થતાં શ્રુતિ કહે છે કે શ્રીપ્રભુ પોતે રમણ કરવા બહુરૂપ થાય છે. સૃષ્ટિ રચવા માટે પોતાનામાંથી જ અનેક જડજીવાદિ પ્રકટ કરે છે. જીવો સ્વસ્વરૂપ હોવાથી સૃષ્ટિ કરવાની શ્રીપ્રભુ જ્યારે ઈચ્છા કરે છે ત્યારે એ જીવોને પોતાનાથી જુદા કરે છે. જ્યારથી ભગવદ્ અંશરૂપ જીવો જુદા થાય છે ત્યારથી શ્રીપ્રભુથી એઓ વિખૂટા પડે છે; શ્રીપ્રભુનો વિયોગ પ્રાપ્ત થાય છે. જુદા પડ્યા ત્યારથી શ્રીપ્રભુનો સંબંધ છૂટ્યો અને વિયોગ જ રહ્યો. ભગવાનથી વિખૂટા થાય તો પણ એઓને તાપક્લેશ નથી થતો. વિયોગ હોય તો તાપક્લેશ થવો જોઈએ, પરંતુ વિયોગ છતાં, હજારો વર્ષોનો વિયોગ છતાં જીવોને લેશ પણ શ્રીપ્રભુને મળવા માટે તાપ કે ક્લેશ કાંઈ થતું નથી. કારણ શું ? કારણ એ જ કે શ્રીપ્રભુનો સંબંધ નથી. જ્યારથી વિખૂટા પડ્યા ત્યારથી શ્રીપ્રભુ સાથેનો તાર તૂટ્યો, સંબંધ છૂટ્યો, હવે શ્રીપ્રભુના વિયોગને લઈને થવો જોઈતો તાપક્લેશ ક્યાંથી થાય ? થોડો પણ શ્રીપ્રભુનો સંબંધ રહ્યો આવતો હોય તો એઓને શ્રીપ્રભુનો વિયોગ સાંભળી આવે અને શ્રીપ્રભુની પ્રાપ્તિ માટે આર્તિ ઉદ્ભભવે; સમૂળગો સંબંધ જ્યાં નથી ત્યાં શ્રીપ્રભુપ્રાપ્તિ માટે તાપક્લેશની ઉત્પત્તિ ક્યાંથી ?

વિયોગ પ્રાપ્ત થયા પછી પ્રભુનો સંબંધ કેવી રીતે થાય ? એ પ્રશ્નના ઉત્તરમાં આપશ્રી (શ્રીહરિરાયજી) આજ્ઞા કરે છે કે :- પ્રપંચમાં જામેલી આસક્તિ દૂર થયા પછી શ્રીપ્રભુનો સંબંધ થાય છે. પ્રપંચમાં જ્યાં સૂધી આસક્તિ લાગી પડે છે ત્યાં સૂધી શ્રીપ્રભુનો સંબંધ સંભવિત નથી. મારું તારું દૂર થયે પ્રભુનો સંબંધ થાય છે.

પ્રપંચમાં એટલે લોકમાં રહેલી આસક્તિ દૂર થવામાં બે આડી ફાંસ છે : એક તો અહંતા અને બીજી મમતા. એ બે ની માતા અવિદ્યા એટલે અજ્ઞાન છે. અજ્ઞાનથી મારું તારું ઉદ્‌ભવે છે. સમગ્ર જગત પ્રભુને ખેલવાનું સ્થાન છે. એમાંના સર્વ પદાર્થો શ્રીપ્રભુને ખેલવાના રમઢડાં છે. એ બધાં શ્રીપ્રભુનાં છે, શ્રીપ્રભુ જ એનો માલિક છે, છતાં અજ્ઞાનને વશ થઈને કુબુદ્ધિ જીવો એને પોતાનાં માની લે છે અને દુઃખી થાય છે; ત્યારે જ્યાં સુધી અવિદ્યાએ ઉત્પન્ન કરેલી એ લૌકિક અહંતા અને મમતારૂપ પિશાચિનીઓ બેઠેલી છે ત્યાં સૂધી લૌકિકમાંથી જીવની આસક્તિ દૂર થવાની નથી. જ્યારે જ્યારે અહંતા અને મમતાને બાધ થશે ત્યારે ત્યારે પ્રપંચમાં રહેલી આસક્તિ દૂર થશે, અને ફરીને શ્રીપ્રભુનો સંબંધ થશે. તાત્પર્ય આ છે : માયાની બે પુત્રીઓ, એક વિદ્યા અને બીજી અવિદ્યા. અવિદ્યામાં ફસાઈને જીવ પોતાનું સ્વરૂપ ભૂલી જઈને લૌકિકમાં અહંતા મમતા બાંધે છે. શ્રીપ્રભુએ અહંતા અને મમતાનું મૂલ કારણ જે માયા તેને જીતવાનું સરલ સાધન બતાવ્યું છે. ગીતામાં શ્રીપ્રભુ શ્રીમુખે આજ્ઞા કરે છે કે - मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते - *મારે જે શરણે આવે છે તે એ માયાને તરી જાય છે.* શ્રીપ્રભુને શરણે જવાથી એ માયાનો જય થાય છે. માયાનો જય થવાથી અવિદ્યા રહેતી નથી. અવિદ્યા દૂર થતાં એની બે પુત્રીઓ અહંતા-મમતા પલાયન કરી જાય છે. અર્થાત્ જે જે પદાર્થોને મારા-તારા માનવામાં આવતા તે સર્વ પદાર્થો શ્રીપ્રભુને સોંપી દઈને, શ્રીપ્રભુના જ માનીને, પોતાને પણ હું એમ સ્વતંત્ર ન માનતાં હું શ્રીપ્રભુનો દાસ છું, એમ જાણીને ભગવત્સેવામાં પ્રવૃત્ત થાય છે. એથી શ્રીપ્રભુનો સંબંધ કરીને સિદ્ધ થઇ ગયો, એમ સમજી લેવું. જ્યારે શ્રીપ્રભુનો સંબંધ થયો ત્યારે સેવાનો અધિકાર પ્રાપ્ત થયો. જેમ કાચી માટીને ઘડાને પકવ્યા પછી જલ ભરવા, વગેરે કાર્યમાં જોડી શકાય છે તેમ શ્રીપ્રભુનો સંબંધ સિદ્ધ થયા પછી જ દેહ-ઈન્દ્રિય વગેરેનો પરિપાક થાય છે. એ પરિપક્વ તાપ-ક્લેશરૂપ વિયોગ અગ્નિથી થાય છે. પહેલાં સંબંધ થતાં જ *હું શ્રીપ્રભુથી હજારો વર્ષથી વિખૂટો પડ્યો છું,* આવું ભાન જ્યારે થાય છે ત્યારે શ્રીપ્રભુને મળવા માટે અત્યંત આર્તિ થાય છે, અને એ અલૌકિક અગ્નિ વડે લૌકિક દેહ-ઈન્દ્રિય વગેરે જ્યારે પરિપાક છે, શુદ્ધ બને છે, ત્યારે એ દેહ ઈન્દ્રિય વગેરે શ્રીપ્રભુનાં કાર્યમાં ઉપયોગી થાય છે. આથી વધારે શું કહીએ ? એટલું જ બસ છે.

પુષ્ટિભક્તિ સુધા.વ. ૯, અંક ૩-૪માંથી સાભાર

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સેવક-વૈષ્ણવો માટે પોતાના શ્રીગુરુદ્વાર-શ્રીગુરુદેવ પ્રતિ સામાન્ય વ્યવહાર

**જાહેર મંદિરો :**

શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજીના સમયમાં ભૂતળ ઉપર એક જ પુષ્ટિમાર્ગીય મંદિર હતું. અને તે શ્રીગિરિરાજજી ઉપર શ્રીનાથજીનું. સાંપ્રદાયિક ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાખતાં જણાશે કે શ્રીનાથજીએ સ્વયં ભૂતળ ઉપર પ્રગટ થવાની ઇચ્છા થતાં, પૃથ્વી પરિક્રમા કરતા શ્રીમહાપ્રભુજીને ઝારખંડમાં આજ્ઞા કરી હતી. શ્રીમહાપ્રભુજી તત્કાળ શ્રીગિરિરાજજી ઉપર પધારી સદ્દુપાંડે વગેરે વ્રજવાસીઓની સહાયથી શ્રીનાથજીને પ્રગટ કરી એક નાના મંદિરમાં પધરાવી શ્રીનાથજીની નિજઇચ્છાનુસાર સેવાપ્રકાર ચાલુ કર્યો હતો, થોડાક વર્ષો બાદ નવું મંદિર સિદ્ધ કરવાની પણ આજ્ઞા શ્રીનાથજીએ સ્વયં પૂરણમલ્લ ક્ષત્રિયને કરી હતી. પૂરણમલ્લ ક્ષત્રિયની વિનંતિથી શ્રીમહાપ્રભુજીએ કારીગરને બોલાવી નંદાલયની રીતિ અનુસાર મંદિરનો નક્શો તૈયાર કરવાની આજ્ઞા કરી પરંતુ, શ્રીનાથજીની નિજઇચ્છા ધ્વજ-કલશ સહિત શિખરબંધ મંદિરમાં બિરાજવાની હોઇ નકશો પણ તે પ્રમાણે જ સિદ્ધ થઇ જતો હતો. આથી શ્રીમહાપ્રભુજીએ જાણ્યું કે શ્રીઠાકોરજીની નિજઇચ્છા જગતમાં જીવોનો ઉદ્ધાર કરવા દેવાલયની રીત અહીં રાખવાની છે.

આમ શ્રીનાથજીનું પ્રાગટ્ય, મંદિર સિદ્ધ કરવાની આજ્ઞા, શિખરબંધ મંદિરમાં બિરાજવું, વૈભવ વધારવા બંગાળીઓને સેવામાંથી દૂર કરવા-આ સર્વ પ્રસંગોમાં શ્રીનાથજીની નિજઇચ્છા જ નિયામક હતી, શ્રીમહાપ્રભુજીનો પુષ્ટિ સિદ્ધાંત નહીં. આથી શ્રીનાથજીનો સેવા પ્રકાર શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંત **સેવાકૃતિર્ગુરોરાજ્ઞા**, અથાત્ શ્રીગુરુની આજ્ઞા મુજબ સેવા કરવી, પરંતુ **બાંધનં વા હરિચ્છયા**, અર્થાત્ શ્રીહરિની ઇચ્છા-નિજઇચ્છાએ બાંધ છોડ લેવી અનુસારનો છે. એજ શ્રીનાથજીની નિજઇચ્છાને કારણે શ્રીમહાપ્રભુજીએ **બાંધનં વા હરિચ્છયા**, થયા. આથી શ્રીનાથજીના મંદિરમાં શ્રીમહાપ્રભુજીએ સિદ્ધાંતનિરપેક્ષ થઇ બ્રહ્મસંબંધની દીક્ષારહિત એવા બંગાળીઓને પણ સેવામાં રાખ્યા હતા, તેમજ પુનઃ વૈભવ વધારવાની શ્રીનાથજીની નિજઇચ્છા થતાં આ

બંગાળીઓને સેવામાંથી દૂર પણ કર્યા હતા. આમ શ્રીમહાપ્રભુજીના પુષ્ટિસિદ્ધાંતોને સમજવા માટે શ્રીનાથજીનું મંદિર અને સેવાપ્રકાર સહાયભૂત થઇ શકે નહીં. વળી શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઈજી તથા શ્રીસપ્તાચાર્ય (શ્રીગુસાંઈજીના સાત બાલકો)ના સમયમાં એકમાત્ર શ્રીનાથજીનું મંદિર હતું. આથી વર્તમાન સમયમાં પણ પુષ્ટિમાર્ગીય જાહેર મંદિરો હોવા જોઈએ, એ વાત સર્વથા તર્ક સંગત સ્વીકાર્ય બની શકે તેમ નથી જ. વર્તમાન સમયમાં જોવા મળતા કહેવાતા પુષ્ટિમાર્ગીય મંદિરો/હવેલીઓ છેલ્લા ૧૫૦ થી ૨૦૦ વર્ષમાં ઉદ્ભવેલા છે, જે શ્રીમહાપ્રભુજીના **ગૃહસેવા**ના દિવ્યસિદ્ધાંત સાથે સુસંગત નથી જ.

આ વિષય પર કેટલાક વિદ્વાન ગોસ્વામી આચાર્યોના નીચેના વચનામૃત મનનીય છે :

આપણો સંપ્રદાય સામુહિક નથી, વ્યક્તિગત છે. સાર્વકાલિક અને સાર્વદેશિક અવશ્ય છે, પરંતુ સાર્વજનિક નથી. જો સાચા સંપ્રદાયનું સ્વરૂપ ઈચ્છતા હો તો સ્વરૂપસેવા ઘર-ઘરમાં પધરાવો અને નામસેવા ઉપર ભાર મૂકો. ભક્તિની પ્રાપ્તિ સ્વગૃહમાં સેવા કરવાથી જ થશે. વર્તમાન સમયના આ મંદિરોથી કોઈ લાભ નથી, કારણકે તેમાં દ્રવ્યસંગ્રહની પ્રધાનતા આવી ગઇ છે. જ્યાં દ્રવ્ય એકત્ર થાય છે, ત્યાં અનર્થ થાય છે જ. સંપ્રદાયનું આજનું વિકૃત સ્વરૂપ આ જ કારણથી છે.

(નિ.લી.ગો.શ્રીકૃષ્ણજીવનજી મહારાજ, મદ્રાસ - વલ્લભ વિજ્ઞાન, વર્ષ ૧૯૬૫ માંથી)

શ્રીમદ્ આચાર્યચરણોએ દરેક બ્રહ્મસંબંધી જીવને આજ્ઞા કરી છે કે ગૃહમાં રહીને સ્વધર્માચરણ કરવું. ગોસ્વામી બાળકો પણ આચાર્ય હોવાથી વૈષ્ણવ પણ છે. એટલે શ્રીઆચાર્યશ્રીની ઉપરોક્ત આજ્ઞાપાલન કરવાની તેમની પણ ફરજ છે. માટે મારું માનવું છે કે શ્રીઆચાર્યચરણના સિદ્ધાંત પ્રમાણે વૈષ્ણવો પોતાના ઘેર શ્રીઠાકોરજીની સેવા કરે અને ધર્મગ્રંથોનું વાંચન કરે, નહીં કે મંદિરોમાં જઈને.

(પ.પૂ શ્રીવ્રજાધીશજી મહારાજ-દહીંસર, નવપ્રકાશ વર્ષ ૮માંથી)

દેવાલયરૂપમાં મંદિર જેવી સંસ્થાનું પુષ્ટિમાર્ગમાં અસ્તિત્વ નથી, કારણકે પુષ્ટિમાર્ગમાં જે પ્રભુ આપણા માથે પધરાવવામાં આવે છે તે પ્રભુ (સ્વરૂપ) અને તેમની સેવા દરેકના વ્યક્તિગતરૂપે

તેમની ભાવના અનુસાર પધરાવી આપવામાં આવે છે. પોતાના શ્રીઠાકોરજીની સેવા પુષ્ટિ જીવનું એકમાત્ર પોતાની ફરજ બની જતું પોતાનું જ ધર્માચરણ છે. પુષ્ટિમાર્ગમાં સેવા સામુહિક જીવનનો વિષય નહીં, પણ વ્યક્તિગત જીવનનો વિષય છે. જેમ લોકમાં પત્ની અથવા માતાનો, પતિ અથવા પુત્રની સેવા કે વાત્સલ્ય આપવાનો વ્યક્તિગત ધર્મ અને અધિકાર હોય છે તે જ પ્રમાણે જે સેવકનું જે સેવ્ય સ્વરૂપ હોય તે સેવ્યની સેવાનો તેનો વ્યક્તિગત ધર્મ અને અધિકાર છે. સેવા એ જાહેર કાર્ય કે પ્રવૃત્તિ નથી, પરંતુ સેવા એ પોતાના આંતરિક જીવન સાથે સંબંધ ધરાવતી હોવાથી એ આપણા જીવનની આપણા નિજઘરમાં થતી સ્વધર્મરૂપી પ્રવૃત્તિ છે.

(પ.પૂ.શ્રીવલ્લભરાયજી મહારાજ - સુરત, પુષ્ટિના શીતલ છાંયડે, માંથી)

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવથી પોતાના ઘેર સ્વરૂપસેવા નિભાવવી શક્ય ન હોય તેને કોઇ જાહેર મંદિરમાં ફક્ત દર્શન કરીને પોતાને કૃત્યકૃત્ય માની લેવું એવો સિદ્ધાંત શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજીએ કોઇપણ ગ્રંથમાં સ્થાપ્યો નથી. સેવાના વિકલ્પ રૂપે **સેવાયાં વા કથાયાં વા** (ભક્તિવર્ધિની) અર્થાત્ ભગવદ્કથાના સ્મરણ, સ્મરણ-કીર્તન જ વર્ણવાયા છે, અથવા ભક્ત્યાભાવે...સર્વથા શરણં હરિઃ (વિવેકધૈર્યાશ્રય) અર્થાત્ ભક્તિ (સેવા)ના અભાવમાં શરણાગતિની ભાવના વર્ણવાઇ છે.

(પૂજ્યચરણ શ્રીશ્યામ મનોહરજી -કિશનગઢ, મુંબઇ, સેવાનો સિદ્ધાંત શુદ્ધ પ્રકારમાંથી )

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

# શુદ્ધાદ્વૈત માર્તણ્ડ

*।। ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ।।*

**અનુવાદક : છગનલાલ અમરજી શાસ્ત્રી**

श्रीमदाचार्यचरणौ श्रीविट्ठलपदाम्बुजे ।

श्रीमतां यदुनाथानां श्रीमद्गिरिधरः सुधोः ।। १ ।।

चरणाम्बुजकिञ्जल्कपरागान्प्रणिपत्य तम् ।

शुद्धाद्वैतविचाराकं तनुते सुधियं मुदे ।। २ ।।

શ્રીમદાચાર્યજીના શ્રીચરણારવિંદ, શ્રીગુસાંઇજી શ્રીવિઠ્ઠલનાથજીનાં શ્રીચરણકમલ અને શોભાયુક્ત શ્રીયદુનાથજીનાં શ્રીચરણકમલના તંતુના પરાગને પ્રણામ કરીને સારી બુદ્ધિવાળા શ્રીગિરિધરજી, સારી બુદ્ધિવાળાના હર્ષને માટે શુદ્ધાદ્વૈત વિચારના સૂર્યને વિસ્તારે છે.

द्विधा ज्ञानं तु यद्यत्स्यान्नामरूपात्मना मुहुः ।

ईशजीवात्मना वापि कार्यकारणतोऽथवा ।। ३ ।।

द्वीतं तदेव द्वैतं स्यादद्वैतं तु ततोऽन्यथा ।

सर्वे खल्विदं ब्रह्म तज्जलानिति पठ्यते ।। ४ ।।

નામ તથા રૂપાત્મઢથી, ઈશ્વર તથા જીવરૂપથી અને કાર્ય તથા કારણથી જે જે બે પ્રકારનું જ્ઞાન થાય તે દ્વીત કહેવાય છે. દ્વીત તે જ દ્વૈત અને તેથી ઊલટું તે અદ્વૈત કહેવાય છે. તે વેદમાં सर्वं खलुमिदं ब्रह्म तज्जलान् (ઉત્પત્તિ, સ્થિતિ અને લય આ જગતની બ્રહ્મમાં જ છે તેથી આ દેખાતું નામરૂપાત્મક સર્વ જગત બ્રહ્મ છે) એમ કહેલું છે.

सर्वे ब्रह्मात्मकं विश्वमिदमा बोध्यते पुरः ।

सर्वशब्देन यावद्धि दृष्टिश्रुतमदो जगत् ।। ५ ।।

बोध्यते तेन सर्वे हि ब्रह्मरूपं सनातनम् ।

कार्यस्य ब्रह्मरूपस्य ब्रह्मैव स्यात्तु कारणम् ।। ६ ।।

શ્રુતિમાં इदम् (આ) શબ્દ કહેવાથી આગળ દેખાતું સર્વ જગત્ બતાવે છે, અને सर्वं શબ્દથી જેટલું જોયેલું તથાં સાંભળેલું જગત્ બતાવે છે તેથી સર્વદા રહેલું સર્વજગત્ બ્રહ્મરૂપ છે એમ બતાવાય છે. બ્રહ્મરૂપ કાર્યનું કારણ બ્રહ્મ જ હોય.

**जन्माद्यस्ये** त्यादिसूत्रैर्व्यसपादैर्निरूपितम् ।

**यतो वे** त्यादिवाक्येषु वेदे स्पष्टं प्रतीयते ।। ७ ।।

સાકાર, સર્વશક્તિમાન, એક, સર્વ જાણનાર, સર્વ કરનાર અને સત્ ચિત્ત અને આનંદરૂપ બ્રહ્મ છે. તેનાથી આ જગત્ થાય છે.

साकारं सर्वशक्त्येकं सर्वज्ञं सर्वकर्तृ च ।

सच्चिदानन्दरूपं हि ब्रह्म तस्मादिदं जगत् ।। ८ ।।

जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् વગેરે સૂત્રો વડે શ્રીવ્યાસજીએ નિરૂપણ કર્યું છે અને यतो वा इमानि भूतानि जायन्ते વગેરે વાક્યોમાં વેદમાં સ્પષ્ટ દેખાય છે.

जडजीवान्तःस्थितानां यथाक्रमश उद्गमः ।

अग्नेर्यथा विस्फुलिङ्गस्तथा जीवोद्गमः स्फुटः ।। ९ ।।

બ્રહ્મના સત્, ચિત્ત્, અને આનંદ એ ત્રણ ધર્મોથી ક્રમ પ્રમાણે જડ, જીવ અને અંતર્યામીનો ઉદ્ગમ છે. અગ્નિમાંથી જેમ ચિન્ગારીઓ નીકળે છે તેમ બ્રહ્મમાંથી જીવો નીકળ્યા છે તે વેદમાં સ્પષ્ટ છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સત્સંગ સુધા

### સત્સંગમાં પડ્યા રહ્યા વિના પાર પમાય નહીં

એક દિવસ એક માણસ એક મોટા શેઠને ઘરે કામે ગયો. એ વખતે તે શેઠના ઘરનું બારણું બંધ હતુ; તેથી તે માણસ બારણું ઠોક્યું, પણ અંદરથી તે શેઠ બારણું ખોલે, એટલામાં તે આવેલ માણસ ચાલ્યો ગયો. એ પછી થોડા દિવસ પછી ફરી તે શેઠના ઘરે આવીને બારણું ખખડાવ્યું. પણ ફરી શેઠ જ્યારે બારણું ખોલે, તે પહેલા તે માણસ ત્યાંથી ચાલ્યો ગયો. આવી રીતે ઘણી વખત તે માણસ ત્યાં આવ્યો, પણ બારણું ખોલવાનું થાય તે પહેલાં તે માણસ પાછો ચાલ્યો જતો. તે માણસ પોતાના આવા અધીરા સ્વભાવથી તે શેઠને મળી શક્યો નહીં અને તેનું કામ થયું નહીં.

આપણે પણ તે માણસના જેવાજ અધીરા છીએ. આપણે સત્સંગમાં જઈએ છીએ અને ભક્તિ કરવા લાગીએ છીએ, પણ તેનું ફળ મેળવવાનો વખત આવે તે પહેલાં સત્સંગને છોડી દઈએ છીએ. વળી પાછા જ્યારે કાંઇ પ્રસંગ આવી પડે ત્યારે અથવા દિવાળી-હોળીએ કે એકાદશી-અમાસે પાછા ફરતા-ફરતા ચાલ્યા આવીએ છીએ. તેથી કાંઇ સત્સંગનો ખરો લાભ મળે નહીં; કારણકે સત્સંગનો ખરો લાભ જે ઈશ્વરની કૃપા, તે આપણી ઉપર ઊતરે તે પહેલાં આપને સત્સંગ-ભક્તિ

છોડી દઈએ છીએ. એટલે ઈશ્વરી કૃપા મેળવી શકતા નથી. માટે પૂર્ણ-પ્રેમથી ને ધીરજથી સત્સંગમાં મચ્યા રહેવું જોઈએ અને એકાગ્રતાથી તથા પૂર્ણ વિશ્વાસથી ભક્તિ કરવી જોઈએ, તો જ પ્રભુની કૃપા મેળવી શકાય. નજીવા નજીવા સ્વાર્થ સારૂ વચમાં વચમાં ભક્તિ નહીં છોડી દેવી જોઈએ, પણ ઘણો સત્સંગને અખંડ ભક્તિ કરવી જોઈએ. તો જ સંસારસાગર તરી શકાશે. યાદ રાખજો કે આપણા માર્ગમાં સત્સંગ જેવો બીજો કોઈ પણ સહેલો રસ્તો નથી-નથી જ.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

### તેવીસમો લક્ષણ - સંતોષી રહેવું - ઉદ્યમ શ્રીઠાકોરજી માટે કરવો

અબ તેઈસમો લક્ષણ કહેત હેઃ - જો વૈષ્ણવ કોઈ કેં અપને નિમિત્ત ઉદ્યમ ન કરનો. યથાલાભ-સંતુષ્ટ રહેનો. ઓર જો ઉદ્યમ કરનો અધિક ઈચ્છા હોય જો મેરે શ્રીઠાકોરજીકે આછે બડે મોહોરકે આભરણ ગઢાવને હે આછે રત્ન જડિત-તો શ્રીજીકી ટહેલ કરનેકે લીયે બડો ઉદ્યમ કરે. પરંતુ જીતનો દ્રવ્ય લગાવનો હોઈ ઉતનો ઉપજાવનો. જો કછુ બનવાવનોં હોઈ તો શ્રીજીકે આભરણ બનવાવે. સો લોભ અપને હેતુ કરિકે તૃષ્ણા ન કરે. યાહી રીતિસોં મંદિર તથા આભરણ તથા સેવા સાજ જો કછુ બડે મોલકો કરનો હોય-શ્રીજીકો તો-અધિક ઉદ્યમ કરનોં; નહીં તો યથા લાભ સંતુષ્ટ રહે.

જો સમય સમય શ્રીઠાકોરજીકો કાજ કરત રહે. આપુહી કરે ઓર સોં ન કહે. મંદિરમાં યાવદિક કાર્ય સબ આપુ હી કરે. કાહુકે ભરોસે ન રહનો. આપ બાઈસ્ત્રી સમર્પની હોય તો વાપૈ ટહલ કરવાઈયૈ. મંગલા સમેં તે લેકે રાજભોગ પર્યંત ઓર કાહુ મન લાવે નહીં. રાજભોગ પાછે ઈચ્છા હોય સો કરિયે-ઉત્થાપન સમ તાંઈ કરની. ઉત્થાપન ભયે પાછે તબ શ્રીઠાકોરજીકી ટહેલ કરની હોય સો સબ કરિયે. એસે સબ વૈષ્ણવકો યોગ્ય હૈ જો શ્રીઠાકોરજીકો જપ સદૈવ કરનો. સો ઓર કાહુી કહે નાહીં. ૨૩

।। ઈતિશ્રી તેઈસમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## આશ્રયકો પદ

શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

નિશદિન ગોકુલેશકું માનો ।

ઈનકી કૃપા અહર્નિશ મોપેં, જગત તુચ્છ કરી જાનો ।। ૧ ।।

ઈનકે રસ વચનામૃત જો જો દૃઢ મનમેં કરી ઠાનો ।

વિઠ્ઠલકે પ્રભુ ગોકુલપતિકો પ્રેમપ્રીતકો બાનો ।। ૨ ।।

*।। શ્રીગોકુલનાથ કી જય ।।*